# આસ્તિકવાદ : તથ્ય તથા સત્ય

લેખક :
પં. શ્રીરામ શર્મા આચાર્ય
ડૉ. પ્રણવ પંડ્યા

પ્રકાશક
યુગ નિર્માણ યોજના વિસ્તાર ટ્રસ્ટ
ગાયત્રી તપોભૂમિ, મથુરા.
ફોન (૦૫૬૫) ૨૫૩૦૧૨૮, ૨૫૩૦૩૯૯
મો૦ ૦૯૯૨૭૦૮૬૨૮૭, ૦૯૯૨૭૦૮૬૨૮૯
ફેક્સ (૦૫૬૫) ૨૫૩૦૨૦૦

પ્રાપ્તિ સ્થાન :
શાખા અમદાવાદ
ગાયત્રી જ્ઞાનપીઠ, પાટીદાર સોસાયટી,
જૂના વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩
ફોન ૦૭૯-૨૭૫૫૭૨૫૨

સુધારેલી આવૃત્તિ ૨૦૧૧ કિંમત રૂા.૧૮ .૦૦

# અનુક્રમણિકા

# આસ્તિકવાદ : તથ્ય તથા સત્ય

## તથ્યશોધકોની દૃષ્ટિએ પરમસત્તાનું સ્વરૂપ

પરિવર્તનશીલ સૃષ્ટિમાં દરેક ક્ષણે જીવનમૃત્યુનો ક્રમ ચાલી રહ્યો છે. સર્જન સાથે વિનાશનો ક્રમ અનિવાર્ય રીતે જોડાયેલો છે નવા છોડ ઊગે છે, જીવ ઉત્પન્ન થાય છે, પરંતુ જોતજોતામાં કાળના ગર્ભમાં સમાઈ જાય છે. જીવનમરણના આ ચક્રને જોઈને 'આ બધાની પાછળ સત્ય શું છે ?' એવો પ્રશ્ન માનવમનને આંદોલિત કરી રહ્યો છે.

જીવન શું છે ? ફક્ત જડ પરમાણુઓનું સંમિશ્રણ કે તેથી વિશેષ કંઈ ? ભોગ, વૈભવ અને શક્તિના ક્ષણિક સુખોના પ્રભાવના કારણે ભલે એ પ્રશ્નને ભૂલી જવામાં આવે, પરંતુ સુખોનો આવેશ ઓછો થતાં જ તે ફરીથી પેદા થાય છે. અનાદિકાળથી જ મનુષ્યોને સૃષ્ટિપ્રવાહના સત્યને જાણવાની ઈચ્છા રહી છે અને તે તેનું સમાધાન થતાં સુધી રહેશે. વિજ્ઞાન, મનોવિજ્ઞાન અને દર્શનશાસ્ત્રો બધાં જ પોતપોતાની રીતે આ વિશે સમાધાન રજૂ કરે છે.

પ્રચલિત માન્યતાઓ ત્રણ પ્રકારની છે -

(૧) શૂન્યવાદીઓના મતાનુસાર બધું જ શૂન્ય છે.

(૨) વિજ્ઞાનના મતાનુસાર જીવન ફક્ત જડપદાર્થોનું સંમિશ્રણ છે, જે તત્ત્વોના એકત્રીકરણ કે વિભાજનની સાથે પેદા થાય છે તથા નષ્ટ થાય છે.

(૩) દાર્શનિકોના મતાનુસાર જીવનનો આધાર ભૌતિક તત્ત્વો નથી. એનાથી અલગ તેની સત્તા છે. તે અવિનાશી છે.

વિશ્વના બધા વૈજ્ઞાનિકો, દાર્શનિકો અને ધર્મગ્રંથોની માન્યતાઓ આ ત્રણેયની જ આજુબાજુ ફરતાં પોતપોતાના સ્તરનું પ્રતિપાદન કરે છે.

શૂન્યવાદીઓનો મત છે કે સંસાર પરિવર્તનશીલ છે. દરેક ક્ષણે દરેક કણમાં ફેરફાર થયા કરે છે. કોઈ વસ્તુ કાયમી નથી. આને કારણે કોઈપણ ચીજનું અસ્તિત્વ નથી, બધું જ શૂન્ય છે. ભૂતકાળ તથા ભવિષ્ય અસ્તિત્વ રહિત છે, ફક્ત વર્તમાન જ સત્ય છે. શૂન્યવાદની આ માન્યતા વિચારવા યોગ્ય છે.

સાપેક્ષવાદના મતાનુસાર ભૂત,વર્તમાન અને ભવિષ્યકાળનું અસ્તિત્વ એકબીજાને સાપેક્ષ છે. વર્તમાનનું સ્વતંત્ર અસ્તિત્વ શક્ય નથી. ભૂતકાળ અને ભવિષ્યકાળને સ્વીકાર્યા વિના વર્તમાનની કલ્પના કરી શકાતી નથી. વર્તમાનને સ્વીકારવાનો અર્થ છે, આડકતરી રીતે ભૂત અને ભવિષ્યકાળનો સ્વીકાર કરવો. એની માન્યતા એવી છે, જેમ કે માતાપિતાની હયાતીનો અસ્વીકાર કરીને સંતાનની હયાતીને સ્વીકારવી ! શૂન્યવાદના મતનો એક પક્ષ એ છે કે દરેક વસ્તુ પરિવર્તનશીલ છે, કોઈમાં પણ કાયમીપણું નથી, એટલે બધું જ ભ્રમ છે, શૂન્ય છે. ફેરફારોને કારણે પ્રત્યેક વસ્તુનું સ્વરૂપ હરપળે બદલાતું રહે છે. આ સત્ય છે, પરંતુ માત્ર ફેરફાર થતો રહેવાને કારણે જ દરેક વસ્તુના અસ્તિત્વનો ઇન્કાર કરવો તે વિવેક સંગત નથી. આ માન્યતા એવી છે, જેમ કે એમ કહેવામાં આવે કે એક બાળકના શરીરમાં હંમેશાં દરરોજ નવાં પરિવર્તન થયા કરે છે, તેનું સ્વરૂપ એક સરખું નથી રહેતું. એટલે બાળકનું અસ્તિત્વ જ નથી. આ રીતની ધારણા જો કોઈ વ્યક્તિ કરે તો તેને બુદ્ધિમાન ન કહી શકાય.

સંસારનું દૃશ્યસ્વરૂપ મિથ્યા છે, ત્યાં સુધી તો વાત ઠીક છે, પરંતુ તેની પાછળ ચાલી રહેલા પ્રવાહને નકારવો વિવેક સંગત નથી. પ્રવાહ જ જીવન છે, જે અનંતકાળથી વહેતો રહે છે અને અનંતકાળ સુધી વહેતો રહેશે. પિંડથી લઈને બ્રહ્માંડ તથા પ્રાણીજગતમાં એ ચેતનપ્રવાહના અસ્તિત્વનો અસ્વીકાર કરવામાં આવે તો ભયંકર ભૂલ જ કહેવાય. શૂન્યતાથી ગતિ અસંભવ છે. ગતિ તો કોઈ ચેતન કારણસત્તા વડે જ શક્ય છે. જડવસ્તુઓની હલચલનું જે કારણ છે તે જ ચેતન પ્રાણીઓના જીવનનો આધાર છે. એને જ આધ્યાત્મિક ભાષામાં આત્મા કહેવામાં આવે છે. તે જ બધા ફેરફારોનું, હલનચલન વગેરેનું કારણ છે. એનાં પ્રકાશકિરણો જ વસ્તુઓ પર પ્રતિબિંબિત થઈને સ્વરૂપનો આભાસ કરાવે છે. બધાં પરિવર્તનોનું કારણ હોવા છતાં પણ તે હંમેશાં અપરિવર્તિત રહે છે. શૂન્યવાદની માન્યતાનો સ્વીકાર કરી લઈએ તો સૃષ્ટિનાં કારણોની સંતોષજનક વ્યાખ્યા કરવી શક્ય નથી.

વૈજ્ઞાનિકોની માન્યતા છે કે સૃષ્ટિના હલનચલનનું કારણ પરમાણુઓનો પરસ્પર સંઘાત છે. આખા બ્રહ્માંડમાં એ સ્વસંચાલિત પ્રક્રિયા ચાલે છે. તે મુજબ ચેતનાની ઉત્પત્તિ પણ જડ પરમાણુઓના પરસ્પર સંગઠનને કારણે થઈ છે. આત્મા તથા મન જડ શરીરનું જ પરિણામ છે. શરીરનો નાશ થવાની સાથે જ આત્માનું પણ અસ્તિત્વ રહેતું નથી.

જો જડ પરમાણુઓના સંગઠનથી તેમ જ હલનચલન માત્રથી શરીરનું બંધારણ થતું હોય તો એ કઈ શક્તિ છે, જે પરમાણુઓમાં હલચલ ઉત્પન્ન કરે છે તથા એકબીજાને સંગઠિત કરીને સુંદર શરીરમાં રૂપાંતરિત કરે છે ? એ કઈ શક્તિ છે, જે પ્રકૃતિના થોડાક પરમાણુઓ લઈને જુદા જુદા પ્રકારનાં શરીર બનાવી દે છે ? આનો

વિજ્ઞાન પાસે કોઈ જ જવાબ નથી. આત્માની શક્તિ જીવનનું કારણ છે, ભૌતિક તત્ત્વોના પરમાણુઓના અથડાવાનું જ પ્રતિફળ છે એમ કહેવું અવિવેકપૂર્ણ છે. જો આ સાચું હોય તો વૈજ્ઞાનિકો જેનાથી શરીર બન્યું છે તેને લઈને જીવનું નિર્માણ કેમ નથી કરી દેતા ?

અત્યાર સુધીની વૈજ્ઞાનિક સિદ્ધિઓ પોતે જ સાક્ષી છે કે પ્રયોગશાળા એક ક્ષુદ્ર જીવનું પણ નિર્માણ કરી શકી નથી. સ્પષ્ટ છે કે આત્મા જડ પરમાણુઓની પરસ્પર અથડામણનું પ્રતિફળ નહિ, પણ એક સ્વતંત્ર સત્તા છે, જે પ્રકૃતિનાં તત્ત્વોને લઈને સુંદર શરીરના રૂપમાં રૂપાંતરિત કરે છે તથા જે શરીરની અંદર ચેતના સ્વરૂપે વ્યક્ત થાય છે. આ બંને એક છે. પિંડમાં આત્મા તથા બ્રહ્માંડમાં પરમાત્મા સ્વરૂપે તે ક્રિયાશીલ છે. શારીરિક હલનચલનના કારણરૂપ હોવા છતાં પણ તે શરીરથી જુદો છે. શરીરના બંધારણ કે વિઘટનથી તેનું અસ્તિત્વ નાબૂદ થઈ જતું નથી. તે સદાય એક જ સ્વરૂપમાં જળવાઈ રહે છે.

ચેતનાના અસ્તિત્વનો ઇનકાર કરવા તથા જડ વસ્તુઓની સાથે તેની નશ્વરતાની માન્યતાનું પ્રતિપાદન કરવા કરતાં જો સત્ય જાણવાનો પ્રયાસ કરવામાં આવે તો સ્પષ્ટ થશે કે ખરેખર તો જડનું પોતાનું અસ્તિત્વ નથી. જેને આપણે જડજગત કહીએ છીએ તે ખરેખર તો શક્તિની એક અવસ્થા વિશેષ છે.

જે સદાય એકરૂપ બની રહે છે તેવા અવિનાશી તત્ત્વને દાર્શનિકોએ આત્મા કહ્યો છે. જીવનનો એ જ આધાર છે. તે જીવનમૃત્યુથી રહિત છે. શરીરના અવયવો નાશ પામવા છતાંય પણ પોતે હયાત રહે છે. તેને નિશ્ચિત રૂપ નથી. દેશકાળની સીમાઓનું બંધન નથી. શરીર એનો દેશ નથી કે આયુષ્ય એનો

કાળ નથી, કાળનો આરંભ તો મનથી થાય છે. દેશ પણ મનની અંતર્ગત છે. મનથી પણ તે પર છે. તે અનાદિકાળથી વિદ્યમાન છે તથા અનંતકાળ પર્યંત રહેશે. તે જાતે જ અનંત છે. પરિવર્તન અસીમ વસ્તુઓમાં થાય છે. આત્મામાં પરિવર્તન અસંભવ છે, આ માન્યતા જ આસ્તિકતા છે. જીવનની વ્યાપકતા અને આત્માની અમરતા જ સત્ય છે.

આટલું સમજ્યા અને સ્વીકાર્યા પછી આ જીવનના મૂળભૂત એકમનું અંતિમ સ્વરૂપ શું છે, એની પરિણતિ શેમાં થાય છે તેમ જ એને સતત ઊર્જા તથા ગતિ આપનાર તંત્ર કયું છે એ જાણવાનો પ્રયત્ન કરીએ. જો આવી સત્તા છે, તો શું જ્ઞાનેન્દ્રિયોના માધ્યમથી તેને જાણી શકાય છે ? મનીષીઓ, વૈજ્ઞાનિકો વગેરે આદિકાળથી આ જ શોધખોળમાં વ્યસ્ત રહ્યા છે, જેને ચરમસત્યની શોધ કહેવાય છે. દરેક વૈજ્ઞાનિક મૂળભૂત સ્વરૂપે દાર્શનિક હોય છે, કેમ કે તે દશ્યમાન સત્યના ઊંડાણમાં ડૂબકી મારીને 'શું' અને 'શા માટે' પ્રશ્નોનાં સમાધાન શોધે છે.

આજના વૈજ્ઞાનિકોની એવી માન્યતા છે કે વિશ્વની મૂળ સત્તા અજ્ઞાત છે અને આ દુનિયા એવા અજાણ, વ્યાખ્યા ન આપી શકાય તેવા, વિશ્લેષણ ન થઈ શકે તેવા તથા પરીક્ષા ન થઈ શકે તેવા તરંગોનો સમૂહ છે. તેની બાબતમાં આપણી જાણકારી મર્યાદિત છે. વૈજ્ઞાનિકોના મતાનુસાર યથાર્થ જગત શું છે ? તે રંગ વગરનું, ધ્વનિ વગરનું, અવ્યાખ્યેય 'કૉસ્મોસ' છે અને એના જ પ્રક્ષેપણને યથાર્થ જગત નામ આપી દે છે.

'ગાઈડ ટુ ફિલોસોફી' ના લેખક દાર્શનિક જોડના કહેવા મુજબ "મેટર દિશા તથા કાળમાં, અવકાશ અને સમયમાં એક દોરીના વળ જેવું છે. તે એક ઇલેક્ટ્રોનિક બિલાડીના ટોપ જેવું છે. અનંત

સંભાવનાઓની એક તરંગાવલી છે  પદાર્થ ખરેખર દિશા અને કાળમાં બનતી ઘટનાઓની એક વ્યવસ્થા છે, જેની વિશેષતાઓ માત્ર ગાણિતિક પ્રતીકોમાં સાંકેતિત કરવામાં આવે છે.

એટલે તો મહાન ગણિતજ્ઞ તેમ જ ખગોળવેત્તા સર જેમ્સ જીન્સે કહ્યું છે, "આ જગત મહાન યંત્ર નહિ, પરંતુ મહાન વિચાર જ છે એવું હવે લાગે છે. સાપેક્ષવાદ, નિરંતરતા, ન્યૂનતમ અવકાશ, ગોળાકાર આકાશ સંભાવના, તરંગો, અનિશ્ચિતતા વગેરે વૈજ્ઞાનિક માન્યતાઓને વસ્તુતઃ મનની સૃષ્ટિ વધુ કહી શકાય. મન અને પદાર્થના જૂના દ્વંદ્વનો નાશ થતો જાય છે.

ભૌતિકવિજ્ઞાનનું સમસ્ત દર્શન અને સંશોધન દિશાકાળની હદરેખાની અંતર્ગત સંભવ છે. આ ટાઈમ અને સ્પેસ શું છે ? ભૌતિકશાસ્ત્રી વૉટસનના શબ્દોમાં - "વેલોસીટી, પોઝીશન, ટેમ્પરેચર એટસેટ્રા આર નોટ થિંગ્સ" અર્થાત્ કાળ (સમય), દિશા અને બીજાં પરિમાણો જેવાં કે સંખ્યા, વેગ, સ્થિતિ, ઉષ્ણતામાન વગેરે વસ્તુઓ નથી,  પદાર્થ નથી.

કાર્વેથ રીડે પોતાના પુસ્તક 'લોજિક ડિડક્ટિવ એન્ડ ઇન્ડક્ટિવ' માં કહ્યું છે, "વી હેવ કોન્સેપ્ટસ રિપ્રેજન્ટીંગ નથીંગ વીચ હેવ પરહેપ્સ બીન જનરેટેડ બાય ધી મિઅર ફોર્સ ઑફ ગ્રામેટિકલ નિગેશન" અર્થાત્ આપણી પાસે એવી માન્યતાઓ છે, જે કોઈપણ વસ્તુ સત્તાનો પ્રતિનિધિ નથી, જે કદાચ ગાણિતિક નિયમોની શક્તિમાંથી નિપજી છે."

ડૉ. ડબલ્યુ. કાર કહે છે – 'ટાઈમ' અને 'સ્પેસ' ન તો કન્ટેનર છે કે ન 'કન્ટેન્ટ' છે. તે તો ફક્ત 'વેરિયન્ટ' છે. આ વાતને મિન્કોવસ્કીએ વધારે સ્પષ્ટતાથી કહી છે - "દિશા તથા કાળની પોતાની કોઈ સ્વતંત્ર સત્તા નથી, તે માત્ર છાયાઓ છે."

આજે સાપેક્ષતાનો સિદ્ધાંત વિજ્ઞાનમાં સૌથી વધારે પ્રતિષ્ઠિત છે. એ મુજબ દૃશ્ય તથા અનુભૂત જગતનું સત્ય માત્ર સાપેક્ષિક સત્ય છે. આકાર, ગતિ વગેરેના અવસ્થાભેદથી બાહ્ય વસ્તુનું જ્ઞાન જોનારને ભિન્ન પ્રકારનું થઈ શકે છે. તત્ત્વ તો બધાને માટે સત્ય હોવું જોઈએ. તેનું નિરૂપણ કેવી રીતે થાય ?

સ્પષ્ટ છે કે આ સ્થિતિમાં પહોંચીને જ્યારે મૂર્ધન્ય વિજ્ઞાનીઓની વાણી પણ થોથવાઈ જાય છે અને તેઓ અસ્પષ્ટ કોયડા જેવી ગોળગોળ વાણી બોલવા લાગે છે, તો પછી સાધારણ અધ્યયન કરનાર તો આ બધાનો કોઈ અર્થ જ સમજી નહિ શકે.

ભૌતિક વિજ્ઞાનની સત્યશોધની તાકાત મર્યાદિત છે. એક સ્તર સુધી સૂક્ષ્મ તથા સૂક્ષ્મતર પ્રેરણા કરતાં કરતાં પછી તે એમ કહેવા લાગે છે કે સૂક્ષ્મતાની આનાથી આગળની પકડ વૈજ્ઞાનિક સાધનો દ્વારા થઈ શકતી નથી. બધાં જ વૈજ્ઞાનિક સંશોધનોને ખરેખર જ્યોતિસાધના કહી શકાય છે. વિચારોની જ્યોતિની સીમા આપેક્ષિકતાના સિદ્ધાંત અને અનુભૂતિ સુધી જ છે. વિચાર પણ ઉપકરણ જ છે. દ્રવ્ય ઉપકરણોની જ્યોતિ પ્રકાશન સીમા સૂક્ષ્મતમ તરંગો કે કિરણો સુધી છે. બંને પ્રકારની સત્યાનુભૂતિઓ માનવીય ચેતનામાં રહેલ જ્યોતિ વડે જ અનુભવાય છે, જેને (૧) ગાણિતિક - જ્યોતિ અથવા વિજ્ઞાન જ્યોતિ અને (૨) વિચાર જ્યોતિ કહેવામાં આવે છે, પરંતુ પરમ સત્ય તો જ્યોતિઓની પણ જ્યોતિ છે. એને કઈ જ્યોતિ વડે જાણી શકાય ? બધા જ જ્ઞાનનો જાણકાર કોણ હોય છે ? પરંતુ સ્વયં જાણકારને કોના વડે જાણવામાં આવે ? અણુ અને બૃહદ બંને દિશાઓમાં માનવીય જ્ઞાન સીમિત છે, જ્યારે પરમસત્યની બંનેમાંથી કોઈપણ તરફ સીમા નથી. શ્વેતાશ્વતર ઉપનિષદ (૩.૨૦) મુજબ તે 'અણોરણીયાન્મહતો મહીયાન્' છે.

**"ન તત્ર સૂર્યો ભાતિ, ન ચંદ્રતારકં નેમા નેમા વિદ્યુતો ભાન્તિ કુતોઽમમગ્નિઃ ॥"**

(શ્વેતા.ઉપ.૬/૧૪)

અર્થાત્ - ત્યાં ન તો સૂર્યનો પ્રકાશ પહોંચે છે, ન તો ચંદ્ર કે તારાનો પ્રકાશ કે ન વિદ્યુત, ત્યારે અગ્નિ કે માનવીય સામર્થ્યથી પેદા થયેલ જ્યોતિકિરણો તેના સુધી કેવી રીતે પહોંચશે ?

બૃહદારણ્યક ઉપનિષદમાં યાજ્ઞવલ્ક્યને જનક પૂછે છે, "હે યાજ્ઞવલ્ક્ય ! સૂર્ય, ચંદ્ર, અગ્નિ અને વાણીથી પણ પર એવો મનુષ્ય કઈ જ્યોતિથી પ્રકાશિત રહે છે ?"

યાજ્ઞવલ્ક્યે કહ્યું

**"આત્મનૈ વાયં જ્યોતિષાસ્તે પલ્યયતે, કર્મકુરુતો વિપલ્યેતીતિ।"**

(બૃહ. ૩.૪/૩/૬)

અર્થાત્ - આત્મા તે જ્યોતિ છે, જેના વડે વ્યક્તિ સ્થિતિ પામે છે, ગતિશીલ રહે છે, ક્રિયાશીલ રહે છે અને પરત પહોંચી જાય છે. આ આત્મા કોણ છે ?

**"યોઽયં વિજ્ઞાનમયઃ પ્રાણેષુ હૃદ્યન્તર્જ્યોતિઃ પુરુષઃ સ સમાન સન્નુભૌ લોકાવનુસંચરતિ, ધ્યાયતીવ, સ હિ સ્વપ્નો ભૂત્વેમં લોકમતિ ક્રાતિ મૃત્યોરૂપાણિ।"**

(બૃહદા. ૪/૩/૭)

અર્થાત્ - "એ જે પ્રાણમાં બુદ્ધિવૃત્તિઓની અંતર્ગત રહેનાર વિજ્ઞાનમય જ્યોતિસ્વરૂપ પુરુષ છે તે સમાનરૂપે લોકપરલોકમાં સંચરવામાં સમર્થ છે. તે જ જાણે કે ચિંતન અને પ્રયત્ન કરે છે. તે જ લોકનું (સંસારનું) અતિક્રમણ કરે છે અને મૃત્યુનાં રૂપોનું પણ તે જ અતિક્રમણ કરે છે."

મુંડકોપનિષદમાં તો આત્મા જ્યોતિઓની પણ જ્યોતિ છે એમ સ્પષ્ટ કહ્યું છે -

**"તચ્છુભ્રં જ્યોતિષાં જ્યોતિસ્તદ્યદાત્મવિદો વિદુઃ।"**

(મુંડકોપ. ૨/૨/૯)

અર્થાત્ - "તે શુભ્ર જ્યોતિઓની પણ જ્યોતિ જ આત્મવેત્તાઓ દ્વારા જાણવા યોગ્ય છે."

તે જ્યોતિ જ બાકીના બધા બોધની, પ્રકાશની જાણકાર છે. તેને કયા વિજ્ઞાનથી જાણી શકાય ?

**"વિજ્ઞાતારમરે કેન વિજાનીયાત્।"**

(બૃહ.ઉ.૨/૪/૧૪)

અર્થાત્ - એ જાણકારને કોના દ્વારા જાણી શકાય ?

ભૌતિકવિજ્ઞાનની સાધનાભૂત જ્યોતિ તે જ્યોતિઓની પણ જ્યોતિ એવી ચેતનાને જાણવામાં અસમર્થ છે. બીજી કોઈપણ જ્યોતિ તેનું દર્શન કરાવી શકતી નથી. તપથી શુદ્ધ થયેલ ચેતનામાં તે જ્યોતિ જાતે જ પ્રગટે છે. આમ તો તે હંમેશાં વિદ્યમાન જ રહે છે, પરંતુ જ્યાં સુધી બુદ્ધિતત્ત્વની ક્રિયાઓને જ આત્માનુભૂતિ માનવામાં આવે છે ત્યાં સુધી તે અપ્રગટ જ રહે છે. બુદ્ધિતત્ત્વને એ મૂળ ચેતના સાથે જ જોડી દેવાથી, સમર્પિત કરી દેવાથી તેમ જ તેની સાથે સંપૂર્ણ તાદાત્મ્ય સ્થાપિત કરવાથી જ તે ચેતનાબુદ્ધિને પોતાની ચમકથી પ્રકાશિત કરી દે છે. આ સ્થિતિ એકદમ નથી આવતી. તેને માટે હંમેશાં સાધના, અનુશાસન વગેરેનો સહારો લેવો પડતો હોય છે. જ્યાં સુધી આવી પાકટતા વિકાસ પામતી નથી ત્યાં સુધી વિજ્ઞાનની જુદી જુદી પ્રક્રિયાઓના માધ્યમથી પોતાની માન્યતાઓને તથ્ય તથા તર્કનું પોષણ આપતા રહેવું એ પણ સાચી બુદ્ધિમત્તા છે, કેમ કે એનાથી પૂર્વગ્રહોથી છુટાય છે અને ચિંતન વિકાસ પામે છે.

## માન્યતાઓમાં વ્યાવહારિકતાનો સમાવેશ કરો

વૈજ્ઞાનિક વિષયો અને માનવીય વિદ્યાના વિષયો, બંનેના ઉચ્ચતર શિક્ષણક્રમમાં એક વિભાગ સૈદ્ધાંતિક માન્યતાઓ વિશે હોય છે અને બીજો પ્રાયોગિક. સિદ્ધાંતો અને પ્રયોગોના વ્યવહારસિદ્ધ રૂપને વ્યાવહારિક અથવા 'એપ્લાઇડ' કહેવામાં આવે છે. એપ્લાઇડ ફિજિક્સ, એપ્લાઇડ ઇકોનોમિક્સ વગેરે નામોથી આનું શિક્ષણ આપવામાં આવે છે. જે તથ્યો, પ્રયોગો અને વ્યવહારની કસોટીમાંથી પાર ઊતરે છે તેને એપ્લાઇડ રૂપ કહે છે. બીજું માન્યતાઓવાળું ક્ષેત્ર તેનાથી જુદું હોય છે. તે મનુષ્યના અનુભવોમાંથી જ નીકળતું નથી, પરંતુ તેમાં તેની પોતાની કલ્પનાઓ, રુચિ, મસ્તકીય તરંગો તથા માન્યતાઓ ઓતપ્રોત થયેલી હોય છે. આ રીતે વૈજ્ઞાનિક પ્રયોગ એક વાત છે અને વૈજ્ઞાનિક માન્યતાઓ તેમ જ પરિકલ્પનાઓ બીજી બાબત છે. માન્યતા બદલાઈ જવા છતાં પણ પ્રાયોગિક પ્રક્રિયા શુદ્ધ હોય તો પરિણામ તે જ પ્રાપ્ત થાય છે. પરમાણુઓનું સ્વરૂપ આજે પણ એનું એ જ છે અને તેમના સંયોગ-વિયોગની પ્રક્રિયા તેમ જ પરિણામ આજે પણ તે જ છે, પણ પરમાણુને હવે પદાર્થનો મૂળભૂત એકમ માનવાની ધારણા સમાપ્ત થઈ છે.

ગઈ શતાબ્દીના અંતમાં ભૌતિકશાસ્ત્રમાં એવી માન્યતા હતી કે પદાર્થ અવિનાશી છે અને પદાર્થનો સૌથી સૂક્ષ્મકણ પરમાણુ છે. તે જ પદાર્થના મૂળભૂત કણ છે. પદાર્થનું વિભાજન તેનાથી વધુ થઈ શકે નહિ. આમ તો એ પહેલાં અણુને જ 'એટમ' કહેવામાં આવ્યો હતો. લૂક્રેટસે બધા પદાર્થો અવિનાશી અને અપરિવર્તનીય અણુઓના બનેલા છે એમ સાબિત કર્યું હતું. પછીથી ખ્યાલમાં આવ્યું કે અણુ પણ તૂટી શકે છે. જેમ કે લોખંડ પર કાટ લાગવો. તેના અણુઓ

તૂટીને નવું સ્વરૂપ ધારણ કરે છે. કોઈ ધાતુ પર એસિડ નાખવાથી, તેને ગરમ કરવાથી, સળગાવવાથી કે પ્રકાશ પાડીને પણ અણુઓને છૂટા પાડી શકાય છે. દાખલા તરીકે હાઈડ્રોજન પેરોક્સાઈડની બાટલીને કોઈ પ્રકાશવાળા સ્થાન પર મૂકી દઈએ તો પ્રકાશ પસાર થતાં જ તે પ્રવાહી પદાર્થનો દરેક અણુ તૂટીને તેમાંથી એક પાણીનો અણુ અને એક ઑક્સિજનનો અણુ છૂટા પડવા માંડશે. એ બાટલીને જો પ્રકાશમાં થોડો સમય રહેવા દઈને પછી તેનો દાટો ખોલવામાં આવે તો તે જ ક્ષણે એક અવાજ પેદા થશે. આ તેમાં ઉત્પન્ન થયેલ ઑક્સિજનનો અવાજ હશે. ત્યાર બાદ એ બાટલીમાં હાઈડ્રોજન પેરોક્સાઈડની જગ્યાએ રહેશે ફક્ત પાણી. અણુઓની આ તૂટવાની જાણકારી પ્રાપ્ત થતાં જ પરમાણુઓ 'એટમ' ના નામે ઓળખાવા લાગ્યા. પરમાણુનો અર્થ છે - તે નાના કણ કે જે અણુના વિભાજનથી પ્રાપ્ત થાય છે.

વીસમી સદીની શરૂઆતમાં લોર્ડ રૂથરફોર્ડ આ કહેવાતા અખંડનીય પરમાણુને તોડવામાં સફળ થયા ત્યારે જાણવા મળ્યું કે પરમાણુ ઋણભારવાળા ઈલેક્ટ્રોન અને ધનભારવાળા પ્રોટોન કણો મળવાથી બન્યા છે. આમ, પરમાણુ મૂળભૂત કણ ન રહ્યા. હવે દરેક પદાર્થને વિદ્યુત આવેશિત કણોનો માત્ર સમૂહ જ માનવામાં આવ્યો અને તપાસતાં માલૂમ પડ્યું કે પરમાણુમાંથી વિકિરણ નીકળે છે. હવે પરમાણુ મૂળ રૂપમાં વિકિરણવાળા વિદ્યુતઅણુ ગણાવા લાગ્યા, પણ હાઈડ્રોજનના બે અને ઑક્સિજનનો એક અણુ સંયોજાતાં પાણી બનવાનો જે પ્રયોગ ઓગણીસમી સદીમાં સાચો હતો તે હજુ સાચો જ છે. ઘન, પ્રવાહી અને વાયુરૂપ પદાર્થોના અણુસંયોજનનું પરિણામ આજે પણ પહેલાં જ્યારે અણુને અવિભાજ્ય માનવામાં આવતો હતો તેવું જ છે. આ પ્રમાણે પરમાણુ

સંબંધી નવીનતમ જાણકારી મળતાં પરમાણુ બોમ્બ બનાવવાની રીત નકામી કે ખોટી થઈ જતી નથી. ફક્ત પરમાણુની બાબતમાં ધારણા સુધરી છે.

આ જ વાત ન્યુટનના ગતિ અને ગુરુત્વાકર્ષણના સિદ્ધાંત વિશે છે. ગતિ અને ગુરુત્વાકર્ષણના જે સિદ્ધાંતો ન્યુટને પ્રતિપાદિત કર્યા તે આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદમાં અધૂરા સિદ્ધ થયા. ન્યુટન માનતો હતો કે દરેક વસ્તુ કે પદાર્થમાં એક ચોક્કસ દળ હોય છે, જે તેનું દ્રવ્યમાન છે. તે સમયે માનવામાં આવતું કે દ્રવ્યમાન સ્થિર અને અચળ છે. જો કોઈ વસ્તુનું દ્રવ્યમાન ૧ કિલોગ્રામ હોય, તો તે સદાય એટલું જ રહેશે. હા, તેનું વજન એક સ્થળેથી બીજા સ્થળે જતાં અથવા ઉપર નીચે જતાં બદલાઈ જાય છે, પણ જે.જે. ટોમસને સાબિત કરી દીધું કે દ્રવ્યમાન પણ બદલાય છે. વિદ્યુત આવેશિત કણવાળો પદાર્થ જેટલા વધારે વેગથી ફરશે તેટલું જ તેનું દ્રવ્યમાન વધી જશે. ન્યુટનના સમયમાં પદાર્થ અને ઊર્જાને જુદાં જુદાં માનવામાં આવતાં હતાં. આઇન્સ્ટાઇને સ્પષ્ટ કર્યું કે ગતિ બદલતાં પદાર્થનું જે દ્રવ્યમાન બદલાય છે તે ઊર્જા સ્વરૂપે સુરક્ષિત દ્રવ્યમાનનું પરિણામ હોય છે. અર્થાત્ જો કોઈ વહાણ ૨૫ માઈલની ઝડપે ચાલતું હોય તો તેનું દ્રવ્યમાન તે જ્યારે સ્થિર હતું તેના કરતાં થોડું વધારે હશે. આ વધારાનું દ્રવ્યમાન તે વહાણની ગતિથી ઉત્પન્ન થતી ઊર્જાનું દ્રવ્યમાન છે. આપણે જોઈ શકીએ છીએ કે ન્યુટન દ્વારા પ્રતિપાદિત કરાયેલી ધારણાઓ આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદથી બદલાઈ, પણ તેથી વહાણની ગતિ કે વિમાનની ઊડવાની શક્તિમાં કોઈ ફેર પડતો નથી. એમાં ક્યાંક સુધારા થયા, પણ પૂર્વસ્થાપિત નિયમ કે સમીકરણ કાંઈ ખોટાં ઠર્યાં નહિ. રાઇટ ભાઈઓ સાપેક્ષવાદથી અજાણ્યા હોવા

છતાં વિમાન ઉડાડવાના સૂત્રને શોધીને વ્યાવહારિક પ્રયોગમાં સફળ રહ્યા હતા.

અઢી હજાર વર્ષ પહેલાં યુનાની દાર્શનિક થેલ્સે ઘર્ષણ દ્વારા વિદ્યુતશક્તિ ઉત્પન્ન થતી જોઈને વીજળી માટે ધારણા બાંધી કે ઘર્ષણથી પેદા થનાર શક્તિ વિદ્યુત છે. ત્યારબાદ વિદ્યુતને ધન અને ઋણભાર વચ્ચે વહેતા પ્રવાહરૂપે કલ્પવામાં આવી. વીજળીના બલ્બ, પંખા, બેટરી વગેરેની શોધ આટલા સિદ્ધાંતથી જ થઈ ગઈ. જ્યારે હમણાં સંશોધન દ્વારા જાણકારી મળી કે વિદ્યુતપ્રવાહના કોઈપણ સંવાહકમાં વસ્તુતઃ જથ્થાબંધ ઈલેક્ટ્રોનસમૂહ ઋણ છેડાથી ધન છેડા સુધી વહે છે. આ માન્યતાભેદની જાણ થવા છતાંય વીજળીના પ્રકાશની વ્યવસ્થામાં કોઈ ફેરફાર કરવો પડ્યો નહિ.

અજ્ઞાત પ્રકૃતિનો જેટલો અંશ સમજી શકાય છે તેને પોતાની કલ્પના મુજબ નામ આપી દેવામાં આવે છે. તે સમજમાં આવી ગયેલ અંશના પણ બધાય ગુણ જાણવા મળતા નથી. પ્રથમ કારણને એમ સમજી શકાય છે કે રસાયણશાસ્ત્રીઓને જ્યારે વાત સમજાઈ ગઈ કે જુદાં જુદાં તત્ત્વોનું સંયોજન નિશ્ચિત માત્રામાં થાય છે ત્યારે નવા નવા પદાર્થ બને છે અને રાસાયણિક પ્રક્રિયા થાય છે ત્યારે તેમણે એને પરમાણુઓની સત્તા માની લીધી. પદાર્થની નાનામાં નાની માત્રાને પરમાણુ નામ આપ્યું કે જેનું સંમિશ્રણ સરળ રહે અને તેને માપી શકાય. આ પરમાણુ નામ કલ્પિત હતું. આગળ જતાં દરેક પરમાણુની અંદર નાચી રહેલા પ્રોટોન અને ઈલેક્ટ્રોન દેખાયા. તેનાથી ઉત્સર્જિત થતા વિકિરણની જાણકારી થતાં પરમાણુની જગ્યાએ વિદ્યુતકણની કલ્પના કરવામાં આવી. આ પ્રમાણે વસ્તુઓનાં નામ અને સ્વરૂપ જેવાં સમજાયાં

તેવી જ માન્યતા કલ્પનાના સંમિશ્રણથી તે વિષય બાબતે બાંધવામાં આવતી રહી.

બીજી ધ્યાન રાખવા જેવી બાબત એ છે કે આ કલ્પિત પદાર્થોમાં પણ ભૌતિકશાસ્ત્રીઓ માત્ર ગણિતાત્મક ગુણોનું આરોપણ કરે છે. આ જ રીતે રસાયણશાસ્ત્રીઓ કેટલાક રાસાયણિક ગુણોનું આરોપણ કરે છે. આ પ્રમાણે વિજ્ઞાન યથાર્થ સ્વરૂપનું સંપૂર્ણ વિવરણ આપી શકતું નથી કેમ કે આઇન્સ્ટાઇનના શબ્દોમાં જોઈએ તો "વિજ્ઞાનમાં જેને આધારભૂત સૈદ્ધાંતિક નિયમ (બેઝીક થિયરેટિકલ લૉઝ) કહેવામાં આવે છે તે ખરેખર વૈજ્ઞાનિક કલ્પનાની મનસ્વી સૃષ્ટિઓ જ હોય છે."

ભૌતિક વિજ્ઞાનીઓએ પદાર્થના પરમાણુ અથવા વિદ્યુતકણને માપ્યા અને જાણ્યા. કેટલી માત્રામાં સંયોજન-વિભાજનથી શું બને છે એ તપાસ્યું, પરંતુ એનાથી જુદી વિશેષતાઓ તેઓ જાણી શકતા નથી. અમુક ચીજના પરમાણુઓ કે વિદ્યુતકણોની અમુક વિશેષતા છે એટલું જ તે બતાવી શકે છે. આનાથી જુદી બીજી કોઈ વિશેષતા નથી એવો દાવો તેઓ ક્યારેય કરતા નથી. અમુક વસ્તુમાં આટલા રાસાયણિક ગુણ છે એટલું એક રસાયણશાસ્ત્રી બતાવી શકે છે. એના સિવાય બીજા કોઈ જ ગુણ નથી એવું તે કહી શકતો નથી. વિજ્ઞાનનાં સૂત્રોને સત્ય માનવાની સાથે એ પણ ધ્યાન રાખવું જરૂરી છે કે તે અધૂરાં છે અને તેમને વિશ્વ કે ચેતના સંબંધી કોઈ અંતિમ સિદ્ધાંત માની શકાય નહિ, જેમ કે આપણે જોઈ ગયા કે પહેલાં જે સૈદ્ધાંતિક નિષ્કર્ષોને સત્ય માનવામાં આવતા હતા તેમાંના કેટલાયને આજે ખોટા અથવા ભૂલભરેલા માનવામાં આવે છે.

વૈજ્ઞાનિકોના કલ્પનાક્ષેત્રની પણ એક હદ હોય છે, એટલા માટે એમના દ્વારા કરાયેલી માન્યતાઓ સાચી જ હોય એવું

નથી. ખાસ કરીને સૃષ્ટિ સંબંધી વ્યાખ્યાઓ, વિશ્વવ્યવસ્થાના નિયમ અને પ્રાચીન સભ્યતાઓ વિશેની ધારણાઓ આધુનિક વૈજ્ઞાનિક સૂત્રોથી સમજી શકાતી નથી. કોઈ રસાયણશાસ્ત્રી કે ભૌતિકશાસ્ત્રી જો કોઈ વ્યક્તિના મડદાનું રાસાયણિક વિશ્લેષણ કરે તો તેનાથી મળતાં પરિણામોથી તે મૃત વ્યક્તિની જીવતી સ્થિતિ વખતના સ્વભાવ, વ્યવહાર વગેરે બરાબર જાણી શકાતા નથી.

અહીં આપણે સમજવા ખાતર માનવીના શબનું ઉદાહરણ લઈએ. અમુક વ્યક્તિના શબમાં કાર્બન, લોહતત્ત્વ, સીસું, તાંબું, જુદા જુદા એસિડ વગેરેના અવશેષ કેટલા પ્રમાણમાં છે અથવા શરીરનું બંધારણ કેવું છે ? અંતઃસ્રાવી ગ્રંથિઓની આકૃતિ કેવી છે, શરીરના અવયવો સુગઠિત છે કે નહિ, આંતરડાં તેમ જ પાચનસંસ્થાન તંદુરસ્ત છે કે કેમ, વગેરે જાણ્યા પછી પણ તે વ્યક્તિનો ચેતનાસ્તર કેવો હતો, સંસ્કાર કેવા હતા એ શોધવું કે જાણવું શક્ય નથી. આ પ્રમાણે મનુષ્યસમાજનું વીતેલું સ્વરૂપ કેવું હતું ? વિકાસની કઈ સ્થિતિમાંથી તે પસાર થઈ ચૂક્યો છે એ બાબતમાં ચોક્કસ રૂપે જાણવું ત્યારે જ શક્ય છે કે જ્યારે પરીક્ષણ-વિશ્લેષણ કરનારાને માનવજીવન અને સૃષ્ટિ વિકાસનાં બધાં જ રૂપોની ચોક્કસ જાણકારી હોય. જેની કલ્પના જ જઈ શકતી નથી, તેનું પરીક્ષણ પ્રયોગશાળામાં સારી રીતે કરી શકાતું નથી. ‘લાગ્યું તો તીર નહિ તો તુક્કો’ એ પ્રમાણે ક્યારેક કોઈ આકસ્મિક જાણકારી મળી જાય છે, પણ એટલાથી જ સુનિશ્ચિત સિદ્ધાંતો બનાવી શકાતા નથી.

જે લોકો આધ્યાત્મિક સાબિતીઓનું સમર્થન અથવા ઈશ્વરીય સત્તાની હાજરીની તપાસ માટે વર્તમાન વૈજ્ઞાનિક આધારો અને

નિયમોનો આશરો લે છે અથવા તો વૈજ્ઞાનિક પ્રયોગશાળામાં ઈશ્વરીય સત્તાને પકડીને બતાવવાનો આગ્રહ કરે છે તેમણે આ તથ્યને બરાબર જાણી લેવું જોઈએ. આજ સુધી વિજ્ઞાન દ્વારા પદાર્થની સત્તાને જ પકડી શકાઈ નથી અને એની બાબતમાં વારંવાર માન્યતાઓ બદલાય છે. એટલે આત્માને પકડીને બતાવવાની માગણી એક એવી માગણી છે, જેને વિજ્ઞાન પાસે તેની પોતાની શક્તિ અને હદ બહારનું કામ કરવાની માગણી કહી શકાય. દાખલો આપવો હોય તો એમ કહી શકાય કે એવી માગણી કરવી તે પહેલવાનને દર્શનશાસ્ત્રની ગૂંચ ઉકેલવાનું કહેવા અથવા તો કોઈ સંગીતકારને પરમાણુ ભઠ્ઠીનું સંચાલન કરવાનું કહેવામાં આવે તેવી છે. આમ તો પ્રયત્ન અને મહેનતથી પહેલવાન દાર્શનિક બની શકે છે અને સંગીતજ્ઞ પરમાણુવિદ પણ બની શક છે, પણ એના માટે કાર્યક્ષેત્ર, અભ્યાસવિધિ અને જીવનક્રમની દિશા બદલવી પડે. એક વૈજ્ઞાનિક અધ્યાત્મવેત્તા થઈ શકે છે. આઇન્સ્ટાઇન જેવા વૈજ્ઞાનિકોએ તો આધ્યાત્મિક અનુભૂતિઓ પણ કરી છે, પરંતુ તે વૈજ્ઞાનિક પ્રયોગશાળાની સીમાની બહાર જ થઈ શકે છે.

આધ્યાત્મિક તથ્યોનું નિરૂપણ તથા વિશ્લેષણ અધ્યાત્મની પ્રયોગશાળામાં જ થઈ શકે છે. આત્મસત્તાનું અનુભવક્ષેત્ર ભૌતિક સત્તાથી પર છે. જે ઋષિમુનિઓ તથા પ્રજ્ઞાપુરુષો અધ્યાત્મના પ્રયોગ કરતા રહ્યા છે તેઓ જ એનાં પરિણામો જાણે છે અને દર્શાવી શકે છે. આમ તો માન્યતા ધરાવવા માટે બધા જ સ્વતંત્ર છે. આજે પણ એવા લોકોની કમી નથી કે જેઓ એવી માન્યતા ધરાવી બેઠા છે કે ચંદ્રલોકની યાત્રા એક જુઠાણું છે, ગપ્પુ છે. કહેવાય છે કે ચીનની જનતાને ઘણા દિવસો સુધી જણાવતા રહેવામાં આવ્યું કે

અમેરિકાના અંતરિક્ષ અભિયાનની વાતો ગપગોળા જ છે. અમેરિકા તો કાગળનો વાઘ છે અને ત્યાંની મૂડીવાદી સભ્યતા પોતાના જ ભારથી મચડાઈને તૂટી રહી છે. પોતાની નિષ્ફળતાઓ તરફથી પ્રજાનું ધ્યાન હઠાવવા માટે જ શાસકો અંતરિક્ષ ઉડ્ડયનના પ્રસંગો બનાવતા રહે છે. આ પ્રચારને ચીની પ્રજા સાચો માનતી રહી અને તેને વાસ્તવિક તથ્ય બહુ મોડેથી જાણવા મળ્યું.

આત્મા અને પરમાત્મા માટે મનફાવે તેવી માન્યતા રાખી શકાય છે. ધર્મના નામે ભ્રાંતિપૂર્ણ માન્યતાઓ ફૂલીફાલી છે. એમની અવાસ્તવિકતા સ્પષ્ટ છે, પણ એટલાથી આધ્યાત્મિક તથ્ય ખોટું કે અવાસ્તવિક થઈ જતું નથી. આત્મસત્તાની અનુભૂતિનાં સાધનો શોધની વિધિ અને મળેલાં પરિણામોથી જુદાં છે. એનાં રહસ્યોને જાણવા તથા સમજવા માટે જ્ઞાનચક્ષુ, વિવેકદૃષ્ટિ, વિકસિત અંતઃકરણ અને આધ્યાત્મિક તત્ત્વવેત્તાઓએ બતાવેલ માર્ગ અપનાવવો જરૂરી છે. ત્યારે જ ચેતનાક્ષેત્રમાં સત્યની શોધ અને લક્ષ્યની પ્રાપ્તિ થઈ શકે છે. માનવા ખાતર તો આસ્તિકતાના નામે પણ ભ્રાંતિઓને સાચી પણ માની શકાય છે.

માત્ર પદાર્થના સ્વરૂપ અને ઉપયોગની રીત જાણી લેવાથી ચેતનાના સ્વરૂપ અને એના સંબંધી તમામ તથ્યોને જાણી લીધાં છે એવું માની લેવું જોઈએ નહિ એમ ટોચના વૈજ્ઞાનિકો તથા વિદ્વાનો આજે એક અવાજે કહી રહ્યા છે. "ફ્રોમ ધી ફિજિકલ ટુ ધી શોશ્યલ સાયંસીઝ" ના લેખક જોક રૂએફ સ્પષ્ટ લખે છે કે "અમારી પાસે, ભૌતિકશાસ્ત્રના સિદ્ધાંતો જે કારણોને પ્રગટ કરે છે તે વસ્તુઓની અસલી પ્રકૃતિ છે કે નહિ તે જાણવાનો કોઈ આધાર નથી" **હાઈજન બર્ગે** એટલા માટે કહ્યું છે કે 'જેવી રીતે આપણે વૈજ્ઞાનિક સાધનો દ્વારા પ્રકૃતિનાં રહસ્યોને જાણવાની કોશિશ કરીએ છીએ તેવી જ

રીતે પ્રાકૃતિક સ્વરૂપમાં વ્યવધાન પણ ઊભું કરીએ છીએ. આપણે જે જાણીએ છીએ કે પ્રકૃતિ સાથે આપણી ક્રિયાઓ પ્રયોગોની પ્રતિક્રિયા છે તેને પ્રકૃતિનું વાસ્તવિક સ્વરૂપ માની શકાતું નથી.

જ્યારે પ્રકૃતિની બાબતમાં આવી વાત છે ત્યારે પુરુષ અથવા ચેતનતત્ત્વનું સ્વરૂપ તો વૈજ્ઞાનિક પ્રયોગોથી ક્યારેય જાણી શકાતું નથી. જે કંઈ જાણી શકાય તે પદાર્થના અમુક અુમક સ્વરૂપના સંપર્ક તેમ જ જ્ઞાનની ચેતનામાં ઉત્પન્ન થયેલી હલચલ માત્ર છે. પૂરેપૂરી ચેતનાનું સ્વરૂપ તેનાથી જાણી શક્ાતું નથી. ચેતનસત્તાનું વાસ્તવિક સ્વરૂપ ઋતંભરા પ્રજ્ઞા, અંતરાત્મા કે અંતર્મન દ્વારા જ જાણી શકાય છે. અંતર્પ્રજ્ઞા, જેને 'ઇન્ટયુશન' કહેવામાં આવે છે તે વિકસિત થઈ જાય છે ત્યારે વિચારવાની પદ્ધતિ જ બદલાઈ જાય છે. નારા લગાવીને કે જોરથી બરાડીને કહેવાની જરૂર નથી કે ઈશ્વર છે. જો તે અનુશાસનનો સ્વીકાર કરવામાં આવે તો આસ્તિકતાના નિયમોને જીવનમાં ઉતારીને તે ઉદ્દેશ્ય પૂર્ણ કરી શકાય છે. બધા જ પંડિતો, દાર્શનિકો તથા વૈજ્ઞાનિકો પરમસત્તાના આ રૂપને જાણવા અને સાબિત કરવા માટે પ્રયત્નો કરી રહ્યા છે. એટલે તેમને ખુલ્લેઆમ આસ્તિક કહી શકાય.

*

# આસ્તિક તત્ત્વદર્શનનો નક્કર આધાર

બુદ્ધિવાદ ઈશ્વરના અસ્તિત્વને પ્રત્યક્ષ જોવા તથા ઓળખવા માગે છે, પણ પ્રયોગશાળામાં એ સત્તાને સિદ્ધ કરી શકાઈ નથી. ઇન્દ્રિયશક્તિએ પણ આ બાબતમાં કંઈ જ કર્યું નહિ. મસ્તક પણ પ્રમાણો શોધી શક્યું નહિ અને યંત્રો તથા ભૌતિકવિજ્ઞાને પણ પોતાની હાર સ્વીકારી લીધી. આવી પરિસ્થિતિમાં સ્વાભાવિક છે કે બુદ્ધિવાદ ઈશ્વરના અસ્તિત્વનો અસ્વીકાર કરે. પ્રકૃતિની ક્રમવ્યવસ્થા સુસંબદ્ધ તેમજ સુનિયોજિત છે એમ માની લેવામાં તો આવ્યું, પણ તેને સ્વસંચાલિત કહીને સંતોષ માનવામાં આવ્યો. આને માટે કોઈ સૃષ્ટિકર્તાનો હાથ હોઈ શકે છે એ વાતનો શોધકર્તાઓએ ઇનકાર કરી દીધો. નાસ્તિકવાદની પ્રચંડ લહેર આ વૈજ્ઞાનિક અસ્વીકારથી ઉત્પન્ન થઈ અને આંધીતોફાનોની જેમ બૌદ્ધિકજગત ઉપર પોતાનું વર્ચસ્વ જમાવતી ગઈ. પાછલા દિવસોમાં ઈશ્વરની અસ્વીકૃતિ પ્રગતિશીલતાનું ચિહ્ન બનીને ફૂલતીફાલતી રહી છે.

પરંતુ વિજ્ઞાને ક્યારેય એમ નથી કહ્યું કે ઈશ્વર નથી. એણે તો ફક્ત એમ જ કહ્યું છે કે એમની શોધખોળક્રિયાની પકડમાં ઈશ્વર જેવી કોઈ સત્તા આવતી નથી. ઇન્દ્રિયોની જાણકારીને આધારે સૂક્ષ્મદર્શી સાધનોની મદદથી પ્રયોગશાળામાં વૈજ્ઞાનિક શોધખોળો ચાલે છે. આ સીમામાં જે કંઈ આવે છે તે જ વિજ્ઞાનનો સાબિત કરવાનો વિષય છે. તેની હદ નાની અને મર્યાદિત છે. એનાથી જેટલું જ્ઞાન પકડી શકાય તેને જ રજૂ કરવું એ તેનો વિષય છે. આ મર્યાદામાં જો ઈશ્વર આવ્યા નથી, તેથી એનો અર્થ એ થતો નથી કે તેમની સત્તા છે જ નહિ.

વિજ્ઞાન પોતાના બાળપણમાંથી ધીમેધીમે વિકાસ પામતું પામતું કિશોરાવસ્થામાં પ્રવેશી રહ્યું છે. તેને હજુ પ્રૌઢ, વૃદ્ધ તથા પરિપક્વ

બનતાં બહુ સમય લાગશે. હજુ તો તેને આજની ભૂલ આવતી કાલે સુધારવામાંથી જ નવરાશ નથી મળતી. બાળકબુદ્ધિથી આજે જે વાતનો જોરશોરથી દાવો કરે છે તેનાથી આગળનાં તથ્ય સમજાતાં તેને પહેલાંની માન્યતાઓ બદલવાની ઘોષણા કરવી પડે છે. શક્ય છે કે આ સ્થિતિ ભવિષ્યમાં નહિ રહે. જ્યારે વિજ્ઞાન પોતાની કિશોરાવસ્થા પૂરી કરીને યૌવનમાં અને પ્રૌઢતામાં પ્રવેશશે તો તેને એવાં પ્રમાણો હાથ લાગશે, જે આજનાં તુચ્છ સાધનો કરતાં પ્રકૃતિની વધારે સૂક્ષ્મતાનો તાગ લાવી શકે. ત્યારે શક્ય છે કે તેને ભૌતિકશક્તિના પેટાળમાં છુપાયેલી ચેતનાનાં પડો પણ જણાવા લાગશે. આજે પણ તેની સંભાવનાનો સ્વીકાર કરવામાં આવે છે. એટલા માટે ઈશ્વરની હયાતીની સાબિતી ન હોવા છતાં વિજ્ઞાન બીજી અનેક સંભાવનાઓની જેમ ઈશ્વરની સંભાવનાનું પણ ખંડન કરતું નથી. તે નમ્ર શબ્દોમાં ફક્ત એટલું જ કહે છે કે હજી પ્રયોગશાળાઓ ઈશ્વરને પકડી શકી નથી. તેમના ખંડનની હદ છે. વૈજ્ઞાનિકો નાસ્તિકતાના દુરાગ્રહી નથી. તે ફક્ત પોતાની વર્તમાન સ્થિતિનું વિવરણ જ રજૂ કરે છે.

પરંતુ નાસ્તિકવાદના પોષણમાં તત્પરતાપૂર્વક મચ્યા રહેલા દાર્શનિકોએ ઈશ્વરના અસ્તિત્વને પ્રયોગશાળામાં સાબિત ન કરી શકાયું તેને પોતાની માન્યતાઓનો આધાર બનાવી દીધો. આથી એવું લાગે છે કે નાસ્તિક કહેવડાવવું તે એક ફેશન બની ગઈ છે. છેલ્લી ત્રણ શતાબ્દીઓથી આંધીતોફાનની જેમ આ ફેશનેબલ સાબિતીને વિકસિત અને વ્યાપક થવાનો અવસર મળ્યો છે. સામ્યવાદી શાસનસત્તાએ ઉપર જણાવેલ અનાસ્થાનાં મૂળ વધુ ઊંડાં વાવ્યાં, પણ હવે લાગે છે કે તે ઉન્માદ શાંત પડી રહ્યો છે. વિજ્ઞાનને પણ નવેસરથી વિચારવા માટે પીછેહઠ કરવી પડી છે.

જડપદાર્થો પોતાની સીમામાં નિયમિત હલનચલન કરતા રહે છે એવું એક સમયે જોરશોરથી કહેવામાં આવતું, પણ હવે તે કહેવાતા પ્રગતિશીલોને પણ વિચારવું પડે છે કે સૃષ્ટિ સંતુલનનાં જે રહસ્યોનું ઇકોલોજીના આધારે પ્રતિપાદન થતું રહ્યું છે કે તે અનાયાસ અને સંયોગવશ ચાલે છે એ વાત પૂરેપૂરી ગળે ઊતરતી નથી. સ્રષ્ટા કોઈ નથી, એની કોઈ આવશ્યકતા નથી, એવું આવેશમાં તો કહેવામાં આવે છે, પણ ઊંડાણથી વિચારતાં શંકા ઉત્પન્ન થાય છે કે આટલી ક્રમબદ્ધ, પરસ્પર પૂરક અને ઉદ્દેશ્યપૂર્ણ પ્રવૃત્તિઓ કોઈક ચેતનાશક્તિ દ્વારા નિયંત્રણ રાખ્યા વિના જ કેવી રીતે ચાલી શકે ?

માની લઈએ કે યંત્રવિજ્ઞાન અને ભૌતિકવિજ્ઞાનની સાથેસાથે આપણી બુદ્ધિ પણ પ્રત્યક્ષવાદી ઉપકરણોના આધારે ઈશ્વરના અસ્તિત્વને સાબિત કરી શકતી નથી, પરંતુ માત્ર ન માનવાના કારણે સમાધાન થતું નથી. સૃષ્ટિના સંચાલનમાં આટલી બધી સુસંબદ્ધતા અનાયાસે જ ચાલી રહી છે, તો એ સ્રષ્ટાનું જ કાર્ય હોવું જોઈએ. કર્તા વગર કર્મ, પ્રેરણા વગર હિલચાલ તથા નિયંત્રણ વગર વ્યવસ્થા કઈ રીતે થાય ? સ્વયંસંચાલિત યંત્રોને પણ છેવટે તો માણસ જ ચલાવે છે, તો પછી સૃષ્ટિ જેવું વિશાળ સંચાલન કોઈ બુદ્ધિમાન સત્તાનો આધાર લીધા વગર કઈ રીતે ચાલતું રહે ? આ પ્રશ્ન દરેકના મનમાં પેદા થઈ શકે છે. જેનું પ્રમાણ ન હોય તેને કેવી રીતે માનવું ? આ દલીલ યોગ્ય છે. આ માનવાની વાત ખૂબ અઘરી જણાય છે.

અણુથી માંડીને સૌરમંડળ સુધીનો દરેક નાનો મોટો ઘટક પોતાના નિયત કર્તવ્ય અને જવાબદારીનું તત્પરતાથી પાલન કરે છે. તેમની વચ્ચે એક ગાઢ સહયોગ કામ કરી રહ્યો છે. નીતિશાસ્ત્ર અને

સમાજશાસ્ત્રના જે સિદ્ધાંતો મનુષ્યને શીખવવામાં આવે છે તેમને આ જડ કહેવાતા પદાર્થોએ ખૂબ સારી રીતે અપનાવ્યા છે. આ તથ્યને આજે ખૂબ સારી રીતે સમજી શકાય છે. આ પરિસ્થિતિમાં બુદ્ધિવાદીઓ દ્વારા સ્રષ્ટાના અસ્તિત્વનો ઇન્કાર કરવાની વાત પર ફરીથી વિચાર કરવો પડે છે.

એક પછી એક એવાં પ્રમાણો મળે છે કે જેનાથી આ બ્રહ્માંડમાં એક વ્યાપક ચેતનતત્ત્વનો સમુદ્ર ભરેલો છે તે સાબિત થાય છે. જેમ કે, અવાજ, ગરમી વગેરે ઈથરના મહાસાગરમાં તીવ્ર ગતિએ દોડે છે, એ જ રીતે ચેતનાનો પોતાનો પણ પ્રભાવ અને ક્ષેત્ર છે. વિચાર અને ભાવનાતત્ત્વ કોઈ ભૌતિક શક્તિ કરતાં ઓછાં સમર્થ નથી. તેમની પ્રતિક્રિયા માત્ર મનઃસ્થિતિ પર જ નહિ, પરંતુ પરિસ્થિતિ ઉપર પણ સમાન રૂપે થાય છે. સૃષ્ટિના સંતુલનનું નિયંત્રણ સમષ્ટિ મન કરે છે. આ નવીનતમ વૈજ્ઞાનિક શોધોનું પરિણામ છે. એને બીજા શબ્દોમાં બ્રહ્મસત્તાનો સ્વીકાર પણ કહી શકાય. એને ભલે ગમે તેટલું નકારવામાં આવે, છતાં માત્ર સંયોગ કહીને વૈજ્ઞાનિકો છટકી શકતા નથી.

એ એક હકીકત છે કે સ્થૂળ રૂપમાં જોવા મળતી કોઈપણ વસ્તુની બાબતમાં એવું ન કહી શકાય કે તે આપોઆપ જ બની છે, તેનો કોઈ સર્જક નથી. કોઈ શિલ્પ હોય કે કલાકૃતિ, તેની સાથે તેના સર્જકનું નામ આપોઆપ જોડાઈ જાય છે. આપણે એવું માનવું જ પડે છે કે કોઈ સર્જકસત્તાએ જ તેનું નિર્માણ કર્યું છે. આ વિરાટ સૃષ્ટિને પણ આ જ વાત લાગુ પડે છે. સ્રષ્ટા વગર તો આ સુંદર સંસારની નાની નાની વસ્તુઓ પણ બની શકી ન હોત. સૂર્ય દરરોજ સવારે નિયમપૂર્વક ઊગે છે અને પ્રકાશ તથા ગરમી આપે છે. રાત્રિ થાકેલા લોકોને વિશ્રામ આપે છે, તારાઓ માર્ગ બતાવે છે,

ઋતુઓ સમયસર આવે છે અને બદલાતી રહે છે. દરેક પ્રાણીને યોગ્ય આહાર, આબોહવાની વ્યવસ્થા, પ્રકૃતિનું એક સુવ્યવસ્થિત સ્વચ્છતા અભિયાન આ બધું જ વ્યવસ્થિત રીતે ચાલી રહ્યું છે. જો કોઈ વ્યવસ્થા ન હોત, તો કરોડો તારાઓ એકબીજાની સાથે લડીને મરી ગયા હોત. જો તે બધાની વચ્ચે એક સૂક્ષ્મ ગણિત કાર્ય ન કરતું હોત, તો અમુક દિવસે તથા અમુક સમયે સૂર્યગ્રહણ, ચંદ્રગ્રહણ વગેરે થશે તેનું જ્ઞાન કઈ રીતે થઈ શકત ? આટલી સુવ્યવસ્થિત અને સુંદરતમ રચના કોઈ એવા કલાકાર વગર બની ન શકે કે જે સંપૂર્ણ બ્રહ્માંડને એકીનજરમાં જોઈ શકતો હોય, સાંભળી શકતો હોય, સાધનો ભેગાં કરી શકતો હોય, નિયમ તથા વ્યવસ્થા કરી શકતો હોય, ન્યાય કરતો હોય તથા જીવમાત્રને પોષણ આપી તેમનું સંરક્ષણ કરતો હોય. નિયામક વગર નિયમવ્યવસ્થા અને શાસક વગર શાસન ચાલી તો શકે છે, પરંતુ તે થોડોક જ સમય ચાલે છે, જ્યારે પૃથ્વીનું અસ્તિત્વ તો કરોડો વર્ષોથી છે, છતાં તે એક સુવ્યવસ્થિત નિયમથી ચાલી રહી છે.

સંસારનો દરેક પરમાણુ એક ચોક્કસ નિયમ પ્રમાણે કામ કરે છે. એમાં રતીભાર પણ અવ્યવસ્થા પેદા થાય, તો આ વિરાટ બ્રહ્માંડ એક ક્ષણ પણ ટકી ના શકે. એક ક્ષણના વિસ્ફોટથી આ અનંત પ્રકૃતિમાં આગ લાગી જાય અને આ સંસાર અગ્નિનો ગોળો બની જાય.

આપણા જીવનનો આધાર સૂર્ય છે. તે દસ કરોડ ત્રીસ લાખ માઈલ દૂરથી પોતાનાં કિરણો મોકલે છે. તે આઠ મિનિટમાં પૃથ્વી પર આવી જાય છે. અહીં આખા દિવસમાં વાતાવરણમાં એટલી સુવિધાઓ એકઠી થઈ જાય છે કે રાત સહેલાઈથી પસાર થઈ જાય છે. રાતદિવસના આ ક્રમમાં જો એક દિવસનો તફાવત પણ પડી

જાય, તો પૃથ્વી પરનું જીવન મુશ્કેલીમાં મુકાઈ જાય. સૂર્યની આગળ પૃથ્વી તો એક નાનકડા ટીપા જેવી છે, તો પછી તેની તુલનામાં રશિયાના સાઇબીરિયા પ્રાંતમાં કોઈ ભરવાડના ઘરમાં રહેલી એક કીડીનું શું અસ્તિત્વ હોઈ શકે ? એમ છતાં પણ તે આનંદથી જીવે છે.

સૂર્ય આ અનંત બ્રહ્માંડનો એક નાનકડો તારો જ છે. 'રીડર્સ ડાઇજેસ્ટે' એક એટલાસ છાપ્યો છે. તેમાં સૌરમંડળ માટે માત્ર એક બિંદુ છાપ્યું છે અને તીરનું નિશાન કરીને દૂર લખ્યું છે કે "આપણું સૌરમંડળ અહીં ક્યાંક છે." સૂર્ય કરતાં રીજલ તારો પંદર હજાર-ગણો મોટો છે. 'અંટેયર્સ' સૂર્ય જેવા બે કરોડ સાઇઠ લાખ ગ્રહોને પોતાની અંદર સહેલાઈથી સમાવી શકે છે. પ્રખ્યાત 'સાયન્સ ટુડે' નામના સામયિકમાં ગ્રેહામ બેરીએ લખ્યું છે કે "પૃથ્વીથી નાના ગ્રહો પણ આ બ્રહ્માંડમાં છે અને છ ખર્વ માઇલના ઘેરાવાવાળાં ભીમકાય નક્ષત્રો પણ છે, પરંતુ તે બધાં આ વિરાટ બ્રહ્માંડમાં શાંતિથી વિચરણ કરી રહ્યાં છે. જો કોઈક નિયમવ્યવસ્થા ન હોત, તો આ તારા એકબીજા સાથે ટકરાઈને નાશ પામ્યા હોત."

સૂર્યના કેન્દ્રમાં એક કરોડ સાઇઠ લાખ ડિગ્રી સેન્ટીગ્રેડ જેટલી ગરમી છે. જો પૃથ્વી ઉપર આઇનોસ્ફિયરનું પડ ના હોત તો પૃથ્વી ક્યારનીય બળીને રાખ થઈ ગઈ હોત. જો સૂર્ય પોતાના સ્થળેથી થોડોક ખસી જાય, તો પણ ધ્રુવપ્રદેશનો બરફ ઓગળીને આખી પૃથ્વીને ડુબાડી દે. એટલું જ નહિ, એ ગરમીથી કઢાઈમાં તળાતી પૂરીઓની જેમ સમગ્ર પ્રાણીજગત શેકાઈને નષ્ટ થઈ જાય. જો સૂર્ય થોડોક દૂર જતો રહે, તો આખી ધરતી બરફથી છવાઈ જાય. આ હકીકતો બતાવે છે કે ગ્રહોની સ્થિતિ અને વ્યવસ્થા ખૂબ બુદ્ધિમત્તાપૂર્વક કરવામાં આવી છે. એ કલાકાર પરમાત્મા સિવાય બીજો કોણ હોઈ શકે ?

સર એ.એસ.એડિંગ્ટને આ હકીકતને બીજી રીતે જણાવી છે - “ભૌતિક પદાર્થોની અંદર એક ચેતનશક્તિ કામ કરી રહી છે, જેને અણુપ્રક્રિયાનો પ્રાણ કહી શકાય. આપણે તેનું સાચું સ્વરૂપ અને કાર્ય હજુ જાણતા નથી, પણ એવો અનુભવ કરી શકીએ છીએ કે સંસારમાં જે કંઈ થઈ રહ્યું છે તે અનાયાસ તથા આકસ્મિક નથી.”

પ્રકાશને કોઈ વજન હોતું નથી કે તે જગ્યા પણ રોકતો નથી અને તેનું વિભાજન પણ કરી શકાતું નથી. પદાર્થનો નાનામાં નાનો કણ પરમાણુ કરતાં પણ સૂક્ષ્મ છે. તે પ્રકાશ જેવો જ છે, પરંતુ તેની એક વિચિત્રતા પણ છે કે તે તરંગ હોવાની સાથેસાથે જગ્યા પણ રોકે છે. વૈજ્ઞાનિકોએ પરમાણુ કરતાં પણ સૂક્ષ્મ એવા એ સ્વરૂપને ‘ક્વાંટા’ નામ આપ્યું છે. કહેવાનો અર્થ એ છે કે ભૌતિકવિજ્ઞાન આજે પણ પદાર્થનું યોગ્ય રીતે વિશ્લેષણ કરી શક્યું નથી, તો પછી ચેતનાનું વિશ્લેષણ કરવું અને તેને પ્રમાણિત કરવી એ બહુ દૂરની વાત છે.

‘મિસ્ટિરિયસ યુનિવર્સ’ ગ્રંથના લેખક સર જેમ્સ જીન્સે લખ્યું છે કે “વિજ્ઞાનજગત હવે પદાર્થનું નિયંત્રણ કરનારી ચેતનસત્તા તરફ વળી રહ્યું છે તથા તે સંશોધન કરી રહ્યું છે કે દરેક પદાર્થને ગુણધર્મની રીતે નિયંત્રિત કરનારી વ્યાપક ચેતનાનું સ્વરૂપ કેવું છે. પદાર્થોની સ્વયંસંચાલિતતા એટલી અદ્ભુત છે કે એના આધારે પ્રાણીઓની ચિંતનક્ષમતાનો કોઈ જવાબ મળી શકે એમ નથી.”

પ્રખ્યાત વૈજ્ઞાનિક ટેન્ડલે પોતાના પુસ્તક ‘ફ્રેગમેન્ટ્સ ઑફ સાયન્સ’ માં લખ્યું છે, “હાઇડ્રોજન, ઑક્સિજન, કાર્બન અને બીજા કેટલાક એવા જ્ઞાનશૂન્ય જડપદાર્થોના પરમાણુઓથી જીવન ચેતનાનો ઉદય થયો એમ કહેવું અસંગત છે કારણ કે જીવનચેતનાનું સ્પંદન દરેક જગ્યાએ એટલું સુવ્યવસ્થિત અને સુનિયોજિત છે કે

તેને માત્ર સંયોગ ન કહી શકાય. ચોપાટના પાસા ખખડાવવાથી હોમરના કાવ્યની પ્રતિભા તથા દડાના અવાજથી ગણિતના ડિફરંશિયલ સિદ્ધાંતનો ઉદ્ભવ કઈ રીતે થઈ શકે ?"

'ફ્રેગમેન્ટ્સ ઑફ સાયન્સ' ના લેખકે લખ્યું છે કે "યાંત્રિક પ્રક્રિયાના માધ્યમથી જોવું, વિચારવું તથા સ્વપ્ન, સંવેદના અને આદર્શવાદી ભાવનાઓ જાગ્રત થવી તેનો કોઈ મેળ બેસતો નથી. શરીરની જરૂરિયાતો પૂરી કરવા ઉપરાંત મનુષ્ય જે કાંઈ વિચારે છે, ઈચ્છે છે તથા કરે છે અને સંસારમાં જે કંઈ પણ છે તે એટલું અદ્ભુત છે કે જડ પરમાણુઓના સંયોગથી તેમનું નિર્માણ થયું છે એવી કોઈ સંગતિ બેસાડી શકાય નહિ."

દાર્શનિક કાન્ટે સ્પેન્સરના કથનને વધારે સ્પષ્ટ કરતાં લખ્યું છે, "નૈતિક નિયમોની સ્વીકૃતિ જ પરમાત્માના અસ્તિત્વનું પ્રમાણ છે અને પૂર્ણ નૈતિકતા જ તેનું સ્વરૂપ છે. સંસારનો ખરાબમાં ખરાબ માણસ પણ કોઈકના પ્રત્યે તો નૈતિક હોય છે જ. ચોર, ડાકુ અને કસાઈ પણ પોતાનાં સંતાનો પ્રત્યે દયાળુ અને કર્તવ્યપરાયણ હોય છે, જ્યારે બીજી બાજુ તેઓ આખી જિંદગી ખરાબ કાર્યો જ કરતા રહે છે. પોતાની અંદરથી નૈતિક નિયમોને સ્વીકારવા તે એ વાતનું પ્રમાણ છે કે સંસાર માત્ર નૈતિકતાના કારણે જ જીવી રહ્યો છે. તેના દ્વારા જ સંસારનું નિર્માણ, પાલન અને પોષણ થઈ રહ્યું છે. તેથી પરમાત્માને નૈતિક શક્તિના રૂપમાં માનવો યોગ્ય છે."

વૈજ્ઞાનિક સૃષ્ટિની નિયામક વિધિવ્યવસ્થા દરેક અણુમાં રહેલી દિવ્યચેતનાને નકારી શકતી નથી. હર્બર્ટ સ્પેન્સરની દૃષ્ટિએ ભગવાન એક વિરાટ શક્તિ છે કે જે ગામના સરપંચ, જિલ્લાના કલેક્ટર અને રાજ્યના મુખ્યમંત્રીની જેમ સંસારનાં બધાં કાર્યોનું નિયંત્રણ કરી રહ્યો છે. રાજ્યના નિયમોનું પાલન આપણે કરીએ

છીએ કારણ કે આપણને રાજદંડનો ભય હોય છે. જો કે આપણે સંપૂર્ણ રીતે સ્વતંત્ર હોવા છતાં નૈતિક નિયમોનું પાલન ન કરવાથી આપણને ડર લાગે છે. આ એ બાબતનું પ્રમાણ છે કે સંસારમાં કોઈક સર્વોચ્ચ શક્તિ કામ કરી રહી છે. નિર્ભીક વ્યક્તિ નૈતિક હોઈ શકે છે. એનાથી એ સ્પષ્ટ થાય છે કે તે પ્રજાવત્સલ અને ન્યાયકારી છે.

વિજ્ઞાને જડપદાર્થની અંદર રહેલી એક એવી શક્તિનો હવે સ્વીકાર કર્યો છે કે જે વ્યાપક પણ છે અને બુદ્ધિમાન પણ છે. તે પ્રાકૃતિક છે કે આધ્યાત્મિક એ પ્રશ્નનો વિચાર કરવાનો હજુ સમય આવ્યો નથી, પણ વિજ્ઞાન હવે બ્રહ્માંડીય ચેતનાના અસ્તિત્વનો સ્વીકાર કરી રહ્યું છે. આ સર્વવ્યાપી ચેતનાએ સૃષ્ટિની તમામ હલચલોની સાથે સ્નેહ, સૌંદર્ય તથા આનંદની અનુભૂતિ જોડાઈ રહે અને પ્રાણી પોતાની જીવનયાત્રાનો પૂરતો આનંદ લઈ શકે એવી વ્યવસ્થા પણ કરી છે. ઉત્પાદન, વૃદ્ધિ અને પરિવર્તનનું ચક્ર પોતાની ધરી પર ફરી રહ્યું છે. ગ્રહનક્ષત્રોથી માંડીને અણુપરમાણુ સુધીના નાના મોટા ઘટકો પોતાના નિશ્ચિત ગતિચક્રમાં તત્પરતાપૂર્વક ભ્રમણ કરતા રહે છે. ક્રિયાની પ્રતિક્રિયા થાય છે જ. લોલકની જેમ આગળ વધીને પાછા પણ ફરવાનું હોય છે. આ બધું જોતાં લાગે છે કે કોઈએ આ સૃષ્ટિને અણઘડ બનાવી નથી, પરંતુ તેની પાછળ સુવ્યવસ્થા કામ કરી રહી છે અને જો ક્યાંક જરાક પણ ગરબડ થાય, તો આપોઆપ તે ઠીક થઈ જાય છે.

આઇન્સ્ટાઇન જેવો વિચારશીલ માણસ એટલે જ તે અદશ્ય સત્તાની અનુભૂતિ કરીને બોલી ઊઠે છે, "પદાર્થની સૂક્ષ્મતમ સત્તા સુધી પહોંચીને મારી કલ્પનાશક્તિ તથા અનુભવશક્તિ એવો વિશ્વાસ પેદા કરે છે કે દુનિયામાં વિચાર તથા પરિવર્તન કરનારી

કોઈ ચેતનસત્તા પહેલેથી જ મોજૂદ છે. મેં તો ફક્ત એ ચેતનસત્તા સાથે એકાકારની સ્થિતિ સ્થાપીને એ સૂક્ષ્મતમ સત્તાનો બોધ પ્રાપ્ત કર્યો છે. હવે મને વિશ્વાસ થવા લાગ્યો છે કે આ ચેતનસત્તા અદૃશ્ય જગતની સૂક્ષ્મ, પરંતુ મહાન શક્તિશાળી સત્તા છે."

આ તત્ત્વદર્શી દૃષ્ટિથી જોતાં દરેક ચિંતક તથા વિદ્વાને ઈશ્વરની સત્તાનો પ્રત્યક્ષ અનુભવ કર્યો છે. પ્રસિદ્ધ વૈજ્ઞાનિક ન્યુટનની બાબતમાં એ પ્રખ્યાત છે કે તેઓ ઈશ્વરની ઉપાસનામાં વૈજ્ઞાનિક પ્રયોગો જેટલો જ રસ ધરાવતા હતા. એકવાર એમના એક મિત્રે તેમને પૂછ્યું કે તમે વૈજ્ઞાનિક હોવા છતાં ઈશ્વરની ઉપાસના કરો છો ? બીજા કેટલાક વૈજ્ઞાનિકો તો ઈશ્વરના અસ્તિત્વને માનવા પણ તૈયાર નથી. તમે ખૂબ પ્રામાણિક રીતે બતાવી શકો છો કે ઈશ્વર શું છે ?

ન્યુટને ગંભીરતાથી જવાબ આપ્યો, "જ્ઞાન. આપણું મગજ જ્ઞાનની શોધમાં જ્યાં જાય છે ત્યાં તેને શાશ્વત ચેતનાનું જ્ઞાન થાય છે. સૃષ્ટિના કણેકણમાં જ્ઞાનની જે અનુભૂતિ રહેલી છે તે પરમાત્માનું જ સ્વરૂપ છે. જ્ઞાનની શક્તિથી જ સંસારનું નિયંત્રણ થાય છે. વિનાશ માટે પણ જ્ઞાનની જ જરૂર પડે છે. પરમાત્મા આ જ રૂપમાં સર્વશક્તિમાન છે."

સન ૧૯૩૭માં પ્રકાશિત 'ધ ન્યુ બેકગ્રાઉન્ડ ઑફ સાયન્સ' નામના પુસ્તકમાં સર જેમ્સ જીન્સે લખ્યું છે, "ઓગણીસમી સદીના વિજ્ઞાનમાં પદાર્થ અને જગતને ઊંચા સિદ્ધાંતો માનવામાં આવતા હતા. હવે આપણે તેમનાથી દૂર થતા જઈશું. હવે જે નવાં તથ્યો પ્રકાશમાં આવી રહ્યાં છે એ જોતાં લાગે છે કે શરૂઆતમાં આપણે ઉતાવળમાં જે ધારણાઓ બાંધી લીધી હતી એમની પર હવે નવેસરથી વિચાર કરવો પડશે. હવે લાગે છે કે જે જડપદાર્થને આપણે શાશ્વત

સત્ય માની બેઠા હતા તે ભ્રમ છે. પદાર્થ મન કે આત્મામાંથી પેદા થયો છે અને તે એમનું જ સ્વરૂપ છે. દૃશ્યજગતનું સંચાલન રાસાયણિક રીતે નહિ, પરંતુ એક મહાન અદૃશ્ય ચેતનસત્તા દ્વારા થઈ રહ્યું છે. આ હકીકતને હવે નકારી શકાય તેમ નથી.''

સર ઑલિવર લૉજે 'આત્મા અને મૃત્યુ' વિષય પર ભાષણ કરતાં સન ૧૯૩૦માં બ્રિસ્ટલમાં કહ્યું હતું, ''એ સાચું છે કે આપણે બધા ચેતનજગતમાં જીવી રહ્યા છીએ. આ ચેતનાશક્તિ પદાર્થથી બહુ મોટી છે. પદાર્થ તેનું કશું બગાડી શકતો નથી.''

સન ૧૯૩૪માં પ્રકાશિત પુસ્તક 'ધ ગ્રેટ ડિઝાઇન' માં વિશ્વના પ્રખ્યાત ચૌદ વૈજ્ઞાનિકોનું સંયુક્ત નિવેદન પ્રકાશિત થયું છે, ''જો આ સંસારને એક યંત્ર કહીએ તો એ માનવું પડશે કે તે અનાયાસ જ બન્યો નથી, પરંતુ પદાર્થ કરતાં પણ વધારે સૂક્ષ્મ મગજ અને ચેતનાશક્તિ તેનું નિયંત્રણ કરી રહી છે.''

વૈજ્ઞાનિકો, વિચારકો તથા દાર્શનિકોનાં આ કથનો ખોટો પ્રલાપ નથી. તે પ્રતિપાદનો, અનુભૂતિઓ અને હકીકતોના નક્કર પાયા પર કરવામાં આવ્યાં છે. બ્રહ્મની સત્તા આ દૃશ્યજગતનો પ્રાણ છે. એના વગર આટલું વ્યવસ્થિત વિશ્વ કદાપિ હોઈ શકે નહિ.

*

# કોઈ નિયામક સત્તા છે એનાં અનેક પ્રમાણ છે

વિજ્ઞાનને પ્રત્યક્ષવાદનું સમર્થક માનવામાં આવે છે. જેને દેખી શકાય એના માટે એ જ પ્રમાણ છે. નિયામક સત્તાને પણ વૈજ્ઞાનિકો એ જ કસોટી પર કસે છે. વિષયના ઊંડાણમાં ન જઈ શકનારા લોકો ઈશ્વરીય સત્તાના અસ્તિત્વને નકારે છે. જેમને વિવેકબુદ્ધિ મળી છે તેઓ સૃષ્ટિનાં કાર્યોમાં અને દરેક ગતિશીલ જડ તથા ચેતન પદાર્થના મૂળમાં એક સર્વશક્તિમાન સત્તાનાં દર્શન કરીને બોલી ઊઠે છે કે ઈશ્વરીય સત્તાનું અસ્તિત્વ છે. તેનાં પ્રમાણ ડગલે ને પગલે મોજૂદ છે. જડની અંદર કામ કરતી ચેતનાને ભૂતકાળની તુલનામાં આજે વધારે સારી રીતે સમજી શકવાનાં સાધનો બન્યાં છે અને આધાર પ્રાપ્ત થયાં છે. શરીરમાં કામ કરતા જીવાણુઓની રચના અને કાર્યપદ્ધતિને સમજીએ તો જાણવા મળે છે કે તેમની અંદર માત્ર ગતિ જ નહિ, પરંતુ બુદ્ધિમત્તા અને ઇચ્છાશક્તિ પણ કામ કરી રહી છે.

શરીરનો દરેક જીવકોશ સ્વતંત્ર ચિંતન કરવાની શક્તિ પણ ધરાવે છે, પરંતુ સંપૂર્ણ શરીરના નિર્માણ માટે શરીરમાં રહેલા બધા જીવાણુઓ ભેગા મળીને કાર્ય કરે છે. તેમનું નેતૃત્વ 'સુપરઇગો' એટલે કે અહંતત્ત્વ કરે છે. તે જ બધાનો સંચાલક તથા નિર્દેશક છે. તે કમાન્ડર છે, પરંતુ ફોજના દરેક જવાનમાં એટલે કે શરીરના દરેક જીવાણુમાં સ્વતંત્ર વિચારશક્તિ પણ છે. તેમને ખબર છે કે જ્યારે આપણે આપણા નેતાનો એટલે કે અહંતત્ત્વનો આદેશ પૂરી રીતે માનીએ, તો જ આપણા લક્ષ્યની પ્રાપ્તિ થઈ શકશે. આ બોધ તેમને સમર્પણની પ્રેરણા આપે છે. સમર્પણની દિવ્યભાવનાથી નિરંતર સક્રિય રહેતો દરેક જીવાણુ અહંની આજ્ઞાનું જ પાલન કરે છે. આ 'હું' નું સુખ જ બધા જીવકોશોનું સુખ છે અને તેનું દુખ

બધાનું દુખ બની જાય છે. 'હું' ની વિચારવિદ્યુત શરીરના બધા કોશોમાં તીવ્રતમ વેગથી ચમકે છે. 'હું' નો ઉલ્લાસ તથા ઉત્સાહ તેમને સ્ફૂર્તિ, ઉમંગ અને ઓજથી ભરી દે છે અને તેની હતાશા તથા નિરાશા તેમને ફિક્કા, નિસ્તેજ, ઉદાસ તથા નિષ્ક્રિય બનાવી દે છે. દરેક જીવકોશ એક નાનકડું સ્ટેશન છે. તે મુખ્ય સ્ટેશનરૂપી અહંતત્ત્વ સાથે જોડાયેલું છે.

મગજના જીવાણુઓ શરીરના બીજાં અંગોના જીવાણુઓ કરતાં વધારે શક્તિસંપન્ન હોય છે. તેમનામાં લાંબા અનુભવની સ્મૃતિઓ ભેગી થયેલી હોય છે. તેથી તેઓ બધા જીવાણુઓના નેતા હોય છે. જો કે દેહના બધા જીવાણુઓ એકબીજા સાથે સંબંધ ધરાવે છે. સખત ભૂખની આગથી વ્યાકુળ એક માણસ જ્યારે સ્વાદિષ્ટ ભોજનના થાળમાંથી પહેલો કોળિયો લે છે ત્યારે જ એના કોઈ પરમ આત્મીયના મૃત્યુની સૂચના રૂપે તેને ટેલિગ્રામ મળે છે. તાર વાંચતાં જ તે માણસનું હૃદય જાણે કે નિષ્પ્રાણ થઈ જાય છે. શરીરનાં બધાં અંગો જાણે કે અકડાઈ જાય છે. એવું લાગે છે કે આખા શરીરનો પ્રકાશ અત્યંત મંદ થઈ ગયો છે. ભૂખ ચાલી જાય છે. જીભ સુકાઈ જાય છે. મગજમાં સ્તબ્ધતા છવાઈ જાય છે. હવે વિચાર કરો કે ભૂખને શાંત કરવાની તીવ્ર પ્રેરણા આપનારા જીવાણુઓનું પેલું જોશ ક્યાં ખોવાઈ ગયું ? તેઓ પણ મગજના વિષાદના કારણે સમરસ થઈ ગયા અને પોતાની પ્રચંડ ઇચ્છા પણ ભૂલી ગયા. આમાંથી બે નિષ્કર્ષ નીકળે છે. પહેલો એ કે આપણી અંતર્ચેતના જ શરીરના બધા જીવાણુઓ પર પ્રભાવ પાડે છે. તેથી આ જીવાણુઓને પુષ્ટ, પ્રસન્ન અને પ્રગતિશીલ રાખવા માટે ચિત્તમાં સ્ફૂર્તિ અને ઉલ્લાસ સતત રહેવાં જરૂરી છે. મનની દરિદ્રતા, દીનતા કે નિરાશા આખા શરીરના જીવાણુઓના ક્ષોભ તથા ક્ષીણતાનું કારણ બને છે. પોતાના

શરીરનાં અંગો અને જીવાણુઓ પર હંમેશાં શંકા ના કરશો, નહિ તો તેઓ ખરેખર સંકુચિત બુદ્ધિવાળા શિથિલ અને અલ્પપ્રાણ થઈ જશે. પોતાની જાત ઉપર વિશ્વાસ કરો. આ આત્મવિશ્વાસ તેમને અદમ્ય સ્ફૂર્તિ, ઉલ્લાસ અને આવેગ આપશે. તેઓ માર્ગમાં આવતા અવરોધોને પાર કરીને શરીરને સ્વસ્થ તથા પ્રસન્ન રાખવા માટે હંમેશાં સક્રિય રહેશે.

સામાન્ય રીતે મગજને બુદ્ધિનું સ્થાન માનવામાં આવે છે, પરંતુ વાસ્તવમાં બુદ્ધિ એક વિદ્યુતીય ઊર્જા છે. તે આખા શરીરમાં વ્યાપેલી છે. મગજ તો એમનું મુખ્યાલય માત્ર છે. તે માત્ર શરીરની દૃષ્ટિએ જ કારણ કે મસ્તક પોતે વિશ્વની ચેતનાઊર્મિઓથી નિરંતર પ્રભાવિત થાય છે.

ધાતુઓ, પથ્થર વગેરેમાં પણ પ્રસુપ્ત ચેતના જોવા મળી છે. જડપદાર્થોને પણ ખૂબ ઓછી જીવનશક્તિ ધરાવતાં પ્રાણીઓ કહી શકાય. દરેક જડપદાર્થમાં ચેતનતત્ત્વની આ ઝાંખીને તેના વિકાસની આકાંક્ષા કહી શકાય છે. એવું જોવા મળે છે કે બધાં જડતત્ત્વો ચેતનાનો વધારેમાં વધારે વિકાસ કરવા માટે નિરંતર પ્રયત્ન કરે છે. ધાતુઓમાં કાટ લાગવો, પાણીની સપાટી પર લીલ પેદા થવી, જળના જીવોનો ઉદ્ભવ, વનસ્પતિમાં જીવજંતુઓ પેદા થવાં, માટીમાં તેને ફળદ્રૂપ બનાવનારા જીવાણુઓ જોવા મળવા તથા પથ્થરમાંથી શિલાજીત જેવા પદાર્થો નીકળવા તે એ બતાવે છે કે એમનામાં પણ જીવન મોજૂદ છે અને તે ક્રમશઃ શૈશવ, યૌવન તથા વૃદ્ધત્વની ધરી પર ભ્રમણ કરતા રહે છે.

વૃક્ષવનસ્પતિઓનો જીવનક્રમ પણ બીજાં પ્રાણીઓ જેવો જ છે. તેમને સ્થિર તથા પછાત કહી શકાય, પણ એવું વિચારવું ખોટું છે કે તેમનામાં અનુભૂતિ તથા સંવેદના હોતી નથી. ભારતના

વિદ્વાન વૈજ્ઞાનિક જગદીશચંદ્ર બોઝે એ સાબિત કર્યું હતું કે છોડ પણ વિચારે છે, ઈચ્છા કરે છે અને પરિસ્થિતિઓથી પ્રભાવિત થઈને સુખદુખનો અનુભવ કરે છે. સંગીત તથા ઘોંઘાટનો સારોનરસો પ્રભાવ વનસ્પતિ પર પડે છે. એનાથી પણ એ સાબિત થાય છે કે તેમનામાં સંવેદના મોજૂદ છે. તેનો સ્તર ઓછોવત્તો હોઈ શકે છે, પણ વૈજ્ઞાનિકોની ભાષામાં તેને બ્રહ્માંડીય ચેતના નામ આપવામાં આવ્યું. પુરાતન અધ્યાત્મની ભાષામાં કહેવાતી બ્રહ્મસત્તાનો ક્યાંય અભાવ નથી.

આટલા વ્યાપક અને પ્રત્યક્ષ અનુભવાતા તત્ત્વને પ્રયોગશાળામાં સાબિત ન કરી શકવાના કારણે તેના અસ્તિત્વને નકારવું તે જડબુદ્ધિનું દ્યોતક છે. વિજ્ઞાનને પણ પોતાની ભૂલ સુધારીને એવું કહેવું પડ્યું છે કે તે તત્ત્વ પ્રયોગશાળામાં સાબિત થયું નથી, એમ છતાં કોઈક વિચારવાન અને બુદ્ધિમાન નિયામકસત્તા મોજૂદ છે ખરી.

ઈશ્વરની માન્યતા આ સૃષ્ટિનું સર્વોચ્ચ વિજ્ઞાન છે અને પરમસત્યની શોધ વિજ્ઞાનના ઈષ્ટદેવ છે. તેથી વૈજ્ઞાનિકોના નિષ્કર્ષોની ઉપેક્ષા કરવાનો અર્થ અસત્યનું સમર્થન અને સત્યનો ઈન્કાર કરવા સિવાય બીજો કોઈ નથી. સમયસમય પર વૈજ્ઞાનિકોની સંમતિઓ પ્રકાશિત થતી રહે છે. તેમાં તેમણે વિરાટ પ્રત્યે, અસીમ શક્તિ પ્રત્યે શ્રદ્ધાવાન બનીને જ્ઞાનના અગાધ વિસ્તાર અને માનવીય વિવેકના આધારે તે સમર્થ સત્તાનો સ્વીકાર કર્યો છે. અમેરિકાના વૈજ્ઞાનિકો સામે ત્યાંના બુદ્ધિજીવીઓએ આવો જ એક જોરદાર પ્રશ્ન રજૂ કર્યો. તે વખતે 'ન્યુયોર્ક એકેડેમી ઑફ સાયન્સીસ' ના તત્કાલીન અધ્યક્ષ વૈજ્ઞાનિક એ. ક્રેસી મોરિસને તેનો જવાબ ખૂબ તાર્કિક અને વ્યવસ્થિત રીતે આપ્યો હતો. તેનાથી ડાર્વિનના

સિદ્ધાંતને માનનારા લોકોમાં ખળભળાટ મચી ગયો. ઈશ્વરના અસ્તિત્વના પ્રતિપાદન માટે તેમણે જે મૂળભૂત આધાર નક્કી કર્યા છે તે એટલા મજબૂત અને પ્રાણવાન છે કે કોઈ પૂર્વગ્રહ ધરાવતો નાસ્તિક પણ તેમનો ઇન્કાર કરી શકે નહિ. આ બધા સિદ્ધાંતો ભારતીય સિદ્ધાંતનું એટલે કે સ્રષ્ટાનાં સર્જક, પાલક અને સંહારક ત્રણેય સ્વરૂપોનું પ્રતિપાદન કરે છે.

યુરોપ તથા એશિયાના વૈજ્ઞાનિકો સમક્ષ પોતાની વાત રજૂ કરતાં મોરિસને બતાવ્યું કે સૃષ્ટિની રચના તરફ નજર કરીએ છીએ ત્યારે એવું લાગે છે કે સમગ્ર નિર્માણ કોઈ ગણિતજ્ઞ, આગવી સૂઝ ધરાવતા કોઈ બુદ્ધિમાન ચીફ એન્જિનિયરની દેખરેખ તથા પ્લાનિંગની અંતર્ગત થયું છે. સૃષ્ટિનો જન્મ એકાએક, અકસ્માત કોઈ દુર્ઘટનાના કારણે એમ જ નથી થઈ ગયો. રેલગાડી કે મોટર દ્વારા પુલ તૂટી જવાના કારણે દુર્ઘટના થાય છે ત્યારે વિનાશ થાય છે અને ત્રાહિ ત્રાહિ મચી જાય છે. જ્યારે સંસારમાં સારામાં સારી પ્રસન્નતા આપનારી રચનાઓ નિરંતર થયા કરે છે ધ્વંસના બદલે વ્યવસ્થા જોવા મળે છે. દુર્ઘટના ક્યારેક જ થાય છે. આકસ્મિકતાનો નંબર કરોડો પ્રયોગોમાં ક્યારેક એકાદવાર જ આવે છે. ઉદાહરણ તરીકે દસદસ નવા પૈસાના દસ સિક્કા લો. તેમની ઉપર એકથી દસ સુધીના નંબરો નાખી દો. એ સિક્કાઓને બંને હથેળીઓ વચ્ચે ખખડાવો અને તેમને ફરીથી એક થપ્પીમાં ગોઠવી દો. આ ક્રિયા જો સો-બસો વાર કરો તો શક્ય છે કે એક નંબરનો સિક્કો બરાબર પહેલા નંબર પર જ આવી જાય. હજાર બે હજાર વારમાં પહેલા નંબર પછી બીજા નંબરનો સિક્કો આવી શકે છે. ચારપાંચ હજારવારમાં શક્ય છે કે પહેલા, બીજા, ત્રીજા નંબરવાળા સિક્કા પણ ક્રમમાં આવી જાય. એકથી દસ સુધીના બધા સિક્કા કદાચ

એક જ ક્રમમાં આવી જાય. એ સ્થિતિ માટે કદાચ લાખો વાર આ ક્રિયાને દોહરાવવી પડે. જો સિક્કાઓને જોઈને ધ્યાનથી તેમના નંબર વાંચીને ક્રમવાર ગોઠવીએ તો એકથી વધારે વાર એ ક્રિયાને દોહરાવવી પડતી નથી. પ્રકૃતિની, સૃષ્ટિની વ્યવસ્થા એ વાતનું પ્રમાણ છે કે આ સમગ્ર રચના પ્રકાશમાં, બુદ્ધિ દ્વારા જોઈ, સમજી તથા નિષ્કર્ષોને ધ્યાનમાં રાખીને કરવામાં આવી છે.

સૂર્ય જીવનનો સ્રોત છે. તેને પ્રાણચેતનાનો આધાર માનવામાં આવ્યો છે. તે પૃથ્વીથી નવ કરોડ માઈલ દૂર છે. તેની સપાટી પરનું તાપમાન બાર હજાર ડિગ્રી ફેરનહીટ છે. જો પૃથ્વી અને સૂર્ય વચ્ચેના અંતરને થોડુંક ઓછું કરી નાખવામાં આવે, તો પૃથ્વી પર કેટલી ભયંકર ગરમી હોત કે ન તો અહીં વૃક્ષવનસ્પતિ હોત કે ન પ્રાણીજગત. જીવન માટે જેટલી ગરમીની જરૂર છે એટલું અંતર હોવું જરૂરી છે. એટલું જ નહિ, એમાં એવાં કિરણો પણ છે, જે આટલે દૂર પણ વિનાશ કરી શકે. તેમનાથી રક્ષણ મેળવવા માટે પૃથ્વીને વાયુમંડળથી ઢાંકી દેવામાં આવી. વાત આટલેથી અટકતી નથી. જો પૃથ્વીને સ્થિર રાખવામાં આવી હોત, તો પણ અહીં એટલો બધો તાપ પડત કે લોકો ચણાની જેમ શેકાઈ જાત. આ દૃષ્ટિએ પૃથ્વીને તેની કક્ષામાં દર કલાકે એક હજાર માઈલની ગતિએ ફરતી કરી દીધી. એના લીધે પવનદેવ ગતિમાન થયા અને તેમણે ઠંડી અને ગરમીનું નિયંત્રણ શરૂ કરી દીધું. જો આ ગતિને એક હજારના બદલે સો માઈલની રાખવામાં આવી હોત, તો પૃથ્વી પર ૧૨૦ - ૧૨૦ કલાકનાં રાતદિવસ હોત. બાર કલાકની ગરમી અને સક્રિયતાથી થાકી જતો માણસ દસગણા લાંબા દિવસને કઈ રીતે સહન કરી શકત ? વળી બપોરનાં કિરણો એટલી ભયંકર અગ્નિવર્ષા કરત કે માટીમાં પણ આગ લાગી જતી અને તે બળીને

ઓગળી જતી અથવા તો વરાળ બનીને ઊડી જતી. રાત્રે પરિસ્થિતિ હિમપ્રલય જેવી હોત. એ સ્થિતિમાં જીવનની કલ્પના કરવી અઘરી છે. સૂર્યથી અંતરના કારણે જે બાબત ઋતુપરિવર્તનને લાગુ પડે છે એ જ ચંદ્રમાના અંતર અને સમુદ્રના નિયંત્રણ પર પણ લાગુ પડે છે. આ અંતરમાં પણ જો થોડોક ફેરફાર થાય તો ચંદ્રમા જ પૃથ્વીને નષ્ટ કરી નાખે.

એ મહાન એન્જિનિયરના ગણિતનું જ્ઞાન આપણને આશ્ચર્યચકિત કરી દે છે. પૃથ્વી પોતાની ધરી પર ૨૩.૫ અંશના ખૂણે નમેલી છે. જો એવું ન હોત તો મહાસાગરોનું બધું પાણી વરાળથી વહેંચાઈને અડધું ઉત્તરધ્રુવમાં જતું રહેત અને અડધું દક્ષિણધ્રુવ તરફ જતું રહેત. પછી આ સુંદર વાદળો ન આવતાં, રિમઝિમ વરસાદ ન પડત, કલકલ ઝરણાં ન વહેત, નદીઓ ના હોત અને છોડ કે વનસ્પતિ ન હોત. સૃષ્ટિની શોભાનાં દર્શન ન થાત.

પૃથ્વી જો દસ ફૂટ મોટી હોત તો જીવજગત માટે ઑક્સિજન ના મળી શકત. જો સમુદ્ર દસ ફૂટ ઊંડો હોત તો કાર્બનડાયૉક્સાઇડ અને ઑક્સિજનનું સંતુલન ન જળવાત. વાયુમંડળ જો યોગ્ય ન હોત, તો તારાઓનો ઉલ્કાપાત આંબા પરથી પડતી કેરીઓ જેવો થતો હોત. આખી ધરતી લોહીલુહાણ થઈ જાત. સૌંદર્ય નામની કોઈ વસ્તુ આપણને જોવા ન મળત.

પોતાની બીજી દલીલ રજૂ કરતાં ડૉ. મોરિસન કહે છે કે જ્યારે ડાર્વિન વિકાસવાદના સિદ્ધાંતનું પ્રતિપાદન કરી રહ્યા હતા ત્યારે પ્રોટોપ્લાઝમા અથવા તો કોશવિજ્ઞાનનો પ્રાદુર્ભાવ થયો નહોતો. આ વિજ્ઞાનથી જીવનનું સૂક્ષ્મતમ સ્વરૂપ પ્રગટ થયું અને એ સાબિત થયું કે આપણા બ્રહ્માંડની જેમ કોશો પણ એક બ્રહ્માંડ જેવા જ છે.

એમાં નાભિકની ઈચ્છાથી પ્લાઝમામાં હલનચલન થાય છે. સાઈટોપ્લાઝમા પોતે નાભિક બનતો નથી. એને એમ કહી શકાય કે દૃશ્ય પ્રકૃતિનું નિર્માણ સૂર્ય કરે છે. પ્રકૃતિએ સૂર્યનું નિર્માણ કર્યું નથી. આ ચેતના જ જીવન છે અને વજન ન હોવા છતાં તે એટલી બધી શક્તિશાળી છે કે તે જો છોડમાં અભિવ્યક્ત થાય તો પથ્થરને તોડીને પણ બહાર આવી જાય છે. સૂક્ષ્મચેતના એવો મોટો કલાકાર છે કે તે ફૂલોમાં અનેક જાતના રંગ ભરે છે. દરેક જીવને સમૂહગાનની પ્રેરણા આપીને પોતાને મહાન સંગીતજ્ઞ અને દરેક ફૂલમાં જુદીજુદી સુગંધ ભરીને પોતાને મહાન રસાયણશાસ્ત્રીના સ્વરૂપે તેણે પોતાનાં દર્શન કરાવ્યાં છે.

બજારમાં રમકડાંની દુકાને જઈએ તો મંજિરા વગાડતી ઢીંગલી, નાચ બતાવનાર કે ડ્રમ વગાડતો વાંદરો, દોડતો ઘોડો, ઝડપી ગતિએ દોડતી બસ, રેલગાડી, હેલિકોપ્ટર વગેરે અનેક જાતનાં રમકડાં જોઈને આપણું મન પ્રસન્ન થઈ જાય છે. સામાન્ય દૃષ્ટિએ એ રમકડાં ચાવી ભરવાથી ચાલતાં હોય છે, પણ વિચારશીલ માણસ તેમને એન્જિનિયરિંગ બુદ્ધિનું કૌશલ્ય માને છે અને જે કારીગરોએ તે બનાવ્યાં છે તેમની પ્રશંસા કરે છે.

સૃષ્ટિ પર નજર કરીએ તો લાગે છે કે અહીં પણ એક અદ્‌ભુત એન્જિનિયરિંગ કમાલ ભરેલી છે. પ્રકૃતિમાં નાનાંનાનાં જીવજંતુઓથી માંડીને વિશાળકાય પશુઓ જોવા મળે છે. એમનામાં મનુષ્યો જેવી વિચારશક્તિ હોતી નથી, વાંચવાલખવાની કે ગૂઢ વિષયો વિશે વિચારવાની કે સમજવાની શક્તિ પણ હોતી નથી, પરંતુ તેઓ ચાવી ભરેલાં રમકડાંની જેમ હલનચલન તથા ગતિ કરે છે. એ જોતાં ખાતરી થાય છે કે સૃષ્ટિનો કોઈક નિયંતા છે. આંતરિક પ્રવૃત્તિઓ એવી અજાયબ છે કે તેમાં સૃષ્ટિના સર્જક  સર્વજ્ઞ,

સર્વકુશળ અને સર્વશક્તિમાન હોવાનાં દર્શન થાય છે. તેનું અસ્તિત્વ ન હોવાની વાત તો ગળે ઊતરતી જ નથી.

સાલમન માછલી વર્ષો સુધી સમુદ્રમાં રહે છે અને જ્યારે તે પોતાના જન્મસ્થળને યાદ કરે છે ત્યારે તે સમુદ્રમાંથી અનેક મોટી નદીઓ તથા સહાયક નદીઓની યાત્રા કરીને જ્યાં તેનો જન્મ થયો હતો ત્યાં પહોંચી જાય છે. જો તેને અવળી દિશામાં વાળવાનો પ્રયત્ન કરવામાં આવે અથવા તો તેને છેતરવાનો પ્રયાસ કરવામાં આવે તો પણ તે ભૂલી પડતી નથી અને પોતાના યોગ્ય સ્થાને પાછી આવી જાય છે.

તીડ કોઈ યોગ્ય જગ્યાએ ઈંડાં મૂકીને ઊડી જાય છે. કોઈની દેખરેખ વગર ઈંડાંમાંથી બચ્ચાં બહાર આવી જાય છે અને પોતાના પૂર્વજોની પાછળ પાછળ એ જ દિશામાં ચાલી નીકળે છે અને થોડા સમય પછી પોતાના પિતૃઓને મળે છે.

પ્રવાસી પક્ષીઓ એક ઋતુ ગમે ત્યાં ગુજારે છે. બીજી ઋતુ માટે લાંબી યાત્રા કરીને જ્યાં તેમના વંશજો આવતાજતા રહે છે તે સ્થળે પહોંચી જાય છે. આ બધાં કાર્યો અંતરની પ્રેરણાથી થાય છે. આ પ્રવૃત્તિઓ બીજું કશું નથી, પરંતુ પેલી ચાવીઓ છે, જે નિયંતાએ પહેલેથી ભરી દીધી છે.

ઈલ માછલી એક અદ્ભુત પ્રાણી છે. આખી દુનિયાની બધી ઈલ માછલીઓ પછી ભલે તે ગ્રેટ બેરિયરની હોય કે પછી બીજા કોઈ સમુદ્રની હોય, પરંતુ તે પોતાનાં ઈંડાં તો એટલાન્ટિકના બરમ્યુડા ક્ષેત્રમાં જ મૂકે છે. ત્યાં સમુદ્ર સૌથી વધારે ઊંડો છે. આ એ સ્થળ છે કે જ્યાંથી પૃથ્વી એક એવા બ્રહ્માંડીય શક્તિપ્રવાહ સાથે જોડાયેલી છે કે જેની ઉપરના આકાશમાંથી પસાર થતું કોઈપણ હવાઈ જહાજ આજ સુધી પાછું ફર્યું નથી. તે ક્યાં ગાયબ થઈ જાય છે તેની અત્યાર સુધી કોઈને ખબર પડી નથી.

સરોવરમાંની ઈલ માછલીઓ તેમાંથી નીકળતી નદીઓ મારફતે સમુદ્રમાં જાય છે અને ત્યાંથી એટલાન્ટિક મહાસાગરમાં પહોંચી જાય છે. ત્યાં ઈંડાં મૂકીને પોતાની જીવનલીલા સમાપ્ત કરી દે છે. જે માછલીઓ ભૂગોળ નથી ભણી, જેમને મહાસાગરોનું જ્ઞાન નથી તેઓ જન્મ લીધા પછી માતાપિતાના દેશમાં જતી રહે છે. મોટામોટા મહાસાગરો પાર કરીને તેમનાં માતાપિતા જ્યાં રહેતાં હતાં ત્યાં જ પહોંચી જાય છે.

ભમરો એક એવો જીવ છે કે તેનાં બચ્ચાં માટે જીવતા જીવનું માંસ જોઈએ, મરેલાનું નહિ. ભમરો ઘાસ પર થતી ઈયળને પકડે છે અને તેને માટીમાં એવી રીતે દાટી દે છે કે તે મરતી નથી, પણ બેભાન થઈ જાય છે. આ રીતે તે ખાઈને બચ્ચાં પોતાનો જીવનવિકાસ સાધે છે. આ બુદ્ધિનો ખેલ નથી, પરંતુ તેમાં ભરેલી ચાવીનો જ ખેલ છે. જો બુદ્ધિની વાત હોત તો હાથીઓ ખેતી કરતા હોત, સિંહોએ પોતાનાં બચ્ચાં માટે સ્કૂલો ખોલી હોત, વરુઓની માણસ સાથે મિત્રતા થઈ ગઈ હોત અને વાંદરાં બગીચાના માલિક બની ગયાં હોત.

મનુષ્યમાં બૌદ્ધિક ક્ષમતાની અપાર સંભાવનાઓ છે તે પરમાત્માના અસ્તિત્વનું સૌથી મોટું પ્રમાણ છે. આ ઇલેક્ટ્રોનિક યુગમાં બધાં કામ કોમ્પ્યુટર કરે છે. માનવીની બુદ્ધિની તુલનામાં તેમનું કામ જોઈને આશ્ચર્યચકિત થઈ જવાય છે, પરંતુ જ્યારે કોઈપણ વાતનો તે વખતની પરિસ્થિતિ પ્રમાણે એવો ઉત્તર આપવાનો હોય, જેમાં ભાવનાઓ પણ જોડાયેલી હોય, તો તે નથી આપી શકતું. શરીર જેવી રચના બીજા કોઈ મશીનમાં નથી, બુદ્ધિ અને ચૈતન્ય બીજે ક્યાંય જોવા મળતાં નથી. પરમાત્માએ પોતાની જ ચેતનાનો એક અંશ માણસના પ્રાણમાં ભેળવી દીધો છે.

હવે વિજ્ઞાનની એક નવી શાખા - જેનેટિક્સ (આનુવંશિક શાસ્ત્ર) નો વિકાસ થઈ રહ્યો છે. એનાથી અનેક વિલક્ષણતાઓ સ્પષ્ટ થવા લાગી છે. આંગળીના એક નાનકડા વેઢામાં જ બે હજાર મિલિયન એટલે કે ૨૦૦૦૦૦૦૦૦૦ વિચિત્રતાઓ અને શક્તિઓ ગુણસૂત્રોના રૂપમાં જોવા મળી છે. આનો અર્થ એ થયો કે જેવી રીતે નાનકડા બીજમાં વિશાળ વૃક્ષની બધી જ સંભાવનાઓ મોજૂદ છે એ જ રીતે મનુષ્યના શરીરમાં સમગ્ર બ્રહ્માંડ સમાયેલું છે. જેમ નાનકડા પિંડમાં જ જડ અને ચેતન એમ બંને શક્તિઓ કાર્યરત છે એ જ રીતે બ્રહ્માંડમાં પણ એ સંભાવનાનો ઇન્કાર કરી શકાતો નથી. એ સમષ્ટિ ચેતના જ પરમાત્મા હોઈ શકે છે. જો આ બે તત્ત્વો જુદાં જુદાં ન હોત, તો મૃત્યુ પછી પણ શરીરનાં બધાં તત્ત્વો વિદ્યમાન રહેત અને મનુષ્યની ચેતનાનો લોપ ના થઈ જાત. પ્રકૃતિ પોતે એક અત્યંત સમર્થ સત્તા છે, પણ એનામાં જીવના ઉત્પાદનની શક્તિ નથી. જો મનુષ્ય તે પ્રાપ્ત કરી લે તો તેને પણ ચેતનઅંશનું અનુસંધાન કહી શકાય.

અધ્યાત્મની, પરમાત્માની કલ્પના એક મહાન શોધ છે. તે માત્ર કલ્પના નહિ, પરંતુ બુદ્ધિનો ગાણિતિક નિર્ણય છે. એમાં બુદ્ધિની દોડ ખૂબ ઉત્કૃષ્ટ સ્તરે પહોંચી ગઈ છે. જો અજ્ઞાતની કલ્પના ન કરી શકીએ, તો એનો અર્થ એવો નથી કે અજ્ઞાત હોતું જ નથી.

'ધ મિસ્ટિરિયસ યુનિવર્સ' ના લેખક સર જેમ્સ જીન્સે ખૂબ ગંભીરતાપૂર્વક એ સાબિત કરવાનો પ્રયત્ન કર્યો છે કે "આ બ્રહ્માંડનો સ્રષ્ટા કોઈ મહાન ગણિતજ્ઞ હશે. તેણે માત્ર મનુષ્યની જ નહિ, પરંતુ બીજાં બધાં જડચેતન કહેવાયોગ્ય પ્રાણીઓ તથા પદાર્થોની રચનામાં ગણિતની ઉચ્ચકક્ષાની વિદ્યાનો પૂરેપૂરો ઉપયોગ કર્યો છે. જો તેમાં ક્યાંક કોઈ ભૂલ રહી જાત, તો દરેક વસ્તુ બનતા

પહેલાં જ વિખેરાઈ જાત. પ્રાણીઓ જીવન ધારણ કરતા પહેલાં જ મરી જાત અને ગ્રહો પોતાનું પૂર્ણ રૂપ બનાવતા પહેલાં જ એકબીજા સાથે અથડાઈને ભૂકો થઈ જાત. માત્ર પૃથ્વી જ નહિ, પરંતુ સમગ્ર બ્રહ્માંડ એક ક્રમબદ્ધ પ્રક્રિયાની સાથે ચાલી રહ્યું છે. તે સ્રષ્ટાના ગણિતના જ્ઞાનનો જ ચમત્કાર છે."

ન્યુટનની શોધોને એક જમાનામાં સાચી માનવામાં આવી હતી, પણ હવે વિજ્ઞાન ખૂબ વિકસ્યું છે. તેણે એમને ક્ષુદ્ર, અસામયિક તથા ખોટી સાબિત કરી દીધી છે. ગુરુત્વાકર્ષણની શોધ એક જમાનામાં અદ્‌ભુત શોધ ગણાતી હતી, પણ હવે આઇન્સ્ટાઇનના નવીનતમ સિદ્ધાંતને પ્રામાણિક માનવામાં આવ્યો છે અને ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતને બાલવિનોદ ઠરાવવામાં આવ્યો છે. આઇન્સ્ટાઇનના મત પ્રમાણે દેશ, કાળ અને એકીકરણ - સ્પેસ, ટાઇમ અને કોઝેશન એકીકરણ સિદ્ધાંતની એક વક્રાકૃતિ માત્ર છે. જેને આપણે પૃથ્વીનું ભ્રમણ માનીએ છીએ તે આ વક્રતાના બે ભાગોનો પ્રમાણયુક્ત સંબંધ માત્ર છે. તેનાથી પૃથ્વી ફરતી દેખાય છે અને તેની ગતિશીલતાના અનુભવમાં એક કડી ગુરુત્વાકર્ષણની પણ જોડાઈ જાય છે. આ આકર્ષણ હકીકત નહિ, પણ હલચલોની એક કઢંગી અનુભૂતિ માત્ર છે.

કોઈ ચિત્રકાર જો બીજા કોઈ ગ્રહ પર બેસીને પૃથ્વીનું રંગીન ચિત્ર બનાવે, તો તે રંગબેરંગી દૃશ્યોનું એક બાજુનું જ ચિત્ર હશે. આખા ગોળાનું ચિત્ર બનાવવું અશક્ય છે કે જેમાં બંને બાજુઓની સ્થિતિ એક સાથે દેખાય. ગઈકાલ સુધી લંબાઈ પહોળાઈ બતાવતાં ચિત્રો જ તૈયાર થતાં હતાં, પરંતુ હવે થ્રી ડાઇમેન્શનવાળાં ચિત્રો જોવા મળે છે. એમાં ઊંડાઈને પણ જોઈ શકાય છે. આગળ જતાં ચિત્રકળાના વિકાસમાં બીજાં કેટલાંય ડાઇમેન્શન જોડાશે, પરંતુ અત્યારે તે શક્ય નથી. તેથી જે ચિત્રો બન્યાં છે તે અધૂરી દૃશ્યપ્રક્રિયા પર આધારિત છે.

બીજા ગ્રહ પર બેસીને બનાવેલું ચિત્ર અહીંની હલચલોની સાચી જાણકારી આપે તે શક્ય નથી. પછી ભલે તે ગ્રહના લોકો એ ચિત્રને ગમે તેટલું સર્વાંગસંપૂર્ણ માને.

આપણા પૂર્વજો ધરતીને સપાટ માનતા હતા. પાછળથી ખબર પડી કે તે ગોળ છે. ત્યારપછી એ જાણવા મળ્યું કે તે ફરે છે અને પરિક્રમા પણ કરે છે. એ ઉપરાંત એ પણ જાણવામાં આવ્યું કે તે પોતાના અધિષ્ઠાતા સૂર્યની સાથે તથા પોતાના બીજા ભાઈઓની સાથે બીજા કોઈ મહાસૂર્યની પરિક્રમા માટે દોડતી જાય છે અને તે મહાસૂર્ય પણ બીજા કોઈ અતિસૂર્યની પરિક્રમા કરી રહ્યો છે. આપણા સૌરમંડળ જેવાં બીજાં કેટલાંય સૌરમંડળો એ મહાસૂર્ય સહિત અતિસૂર્યની પ્રદક્ષિણા કરી રહ્યાં છે. ખબર પડતી નથી કે આ મહા, અતિ અને અત્યંત અતિની પરંપરા ક્યાં જઈને અટકશે. થોડા સમય પહેલાં ખબર પડી છે કે પૃથ્વી નર્તન પણ કરે છે. સીધેસીધી રીતે તે પોતાની ધરી પર ફરતી નથી, પરંતુ તે અનેક પ્રકારની કલાબાજી પણ બતાવે છે. તે શ્વાસ લે છે, ફૂલે છે અને સંકોચાય પણ છે. એના લીધે તેની ભ્રમણશીલતામાં ફેરફાર થાય છે અને તેના પ્રમાણે ગુરુત્વાકર્ષણ પણ વધે છે કે ઘટે છે.

વિજ્ઞાન હજુ પોતાનું બચપણ પણ પસાર કરી શક્યું નથી, એમ છતાં તેને પોતાના વિષયનું ઊંડાણ દિવસેદિવસે વધારે મુશ્કેલ લાગતું જાય છે. ભૂતકાળમાં વિજ્ઞાને છાતી ઠોકીને જે દાવા કર્યા હતા એમાંના કેટલાય દાવા આજે ખોટા સાબિત થયા છે. એટલું જ નહિ, પદાર્થ અને પ્રકૃતિનું રહસ્ય સમજી લેવાનો દાવો પણ આજે મિથ્યા થઈ ગયો છે. પહેલાં માનવામાં આવતું હતું કે પદાર્થ સ્થિર છે, પરંતુ હવે ખબર પડી છે કે એક કાંકરામાં પણ કરોડો - અબજો પરમાણુઓ પોતાના નાભિકની આજુબાજુ ફરી રહ્યા છે. કહેવામાં આવે છે કે

પદાર્થનો સૌથી નાનો એકમ ઈલેક્ટ્રોન છે. આ સૌથી નાના એકમને અત્યાર સુધી કોઈ યંત્ર દ્વારા પ્રત્યક્ષ જોઈ શકાયો નથી. તે માત્ર એક કલ્પના જ છે, જેને રૂપહીન કહીને પીછો છોડાવવામાં આવ્યો છે. તેની પ્રવૃત્તિઓને તો નોંધી લેવામાં આવી છે, પરંતુ તે શાથી થાય છે, તે માટે તેમને પ્રેરણા અને શક્તિ ક્યાંથી મળે છે, વપરાઈ ગયેલી શક્તિ તે ફરીથી ક્યાંથી મેળવે છે એ બધાનો કોઈ જવાબ મેળવી શકાયો નથી. અણુવિજ્ઞાનના વિદ્વાન આઈન્સ્ટાઈન અને મેક્સ પ્લેક પણ આ બાબતમાં ચૂપ છે અને એવું વિચારે છે કે ભૌતિક સત્તાની ઉપર પણ કોઈ અભૌતિક સત્તા છવાયેલી છે. આ અભૌતિક સત્તા કઈ હોઈ શકે અને તેનો ઉદ્દેશ્ય તથા કાર્યો કયાં છે તે હજુ વિજ્ઞાન શોધી શક્યું નથી.

પરમાણુ પરિવારથી માંડીને સૌરમંડળ અને બ્રહ્માંડમાં આવેલા ગ્રહો વિશે આપણે શરીરના એક વાળ જેટલું પણ જાણતા નથી. આપણે માત્ર પંચતત્ત્વોથી બનેલા સ્થૂળ પદાર્થોની બાબતમાં જ થોડીઘણી જાણકારી મેળવી શક્યા છીએ. જીવની મસ્તિષ્કીય સંભાવના તથા અચેતન મનની અતિન્દ્રિય શક્તિનાં અનેક પ્રમાણો હોવા છતાં તેમની વૈજ્ઞાનિક વ્યાખ્યા થઈ શકી નથી. અનેક ક્ષેત્રોની જાણકારી હજુ પ્રારંભિક અવસ્થામાં જ છે. આ પરિસ્થિતિમાં જો ઈશ્વર જેવા અત્યંત સૂક્ષ્મ તત્ત્વને પ્રયોગશાળામાં સાબિત ન કરી શકાય, તો એમ ન કહેવું જોઈએ કે ઈશ્વર નથી. તત્ત્વદર્શી દૃષ્ટિએ આપણે તેમની સત્તા, મહત્તા અને વ્યવસ્થા સ્વાભાવિક રૂપે જ બધે વિખરાયેલી જોઈ શકીએ છીએ અને તેમના પર વિશ્વાસ કરી શકીએ છીએ. આ વિશ્વાસ મજબૂત દલીલો તથા હકીકતો પર આધારિત છે. તેથી તેને નકારી શકાય નહિ. આસ્થાનું બળ મળવાથી તો સૂક્ષ્મદર્શી બુદ્ધિ વધારે પ્રખર બની જાય છે અને આસ્તિકતાપરક

માન્યતા મજબૂત થઈ જાય છે. વીસમી સદીના ઉત્તરાર્ધથી વૈજ્ઞાનિકોમાં કંઈક એવું જ પરિવર્તન આવ્યું છે તેને શુભ ચિહ્ન માનવું જોઈએ.

## જડ તથા ચેતનની શક્તિનું ઉદ્ગમકેન્દ્ર પરબ્રહ્મ

પૃથ્વી શું છે એના જવાબમાં રસાયણશાસ્ત્રીઓ તેનું રાસાયણિક વિશ્લેષણ કરીને એટલું જ કહી શકે છે કે તે જુદા જુદા પદાર્થોના ઘટકો તથા તત્ત્વોનો સમૂહ જ છે. નાનકડા ઢેફાની જેમ એ પણ આ વિશાળ બ્રહ્માંડનો એક નાનકડો એકમ બનીને પોતાનો ગુજારો કરી રહી છે.

એક જીવવિજ્ઞાની માટે પૃથ્વીની સ્થિતિ વધારે જટિલ અને રહસ્યપૂર્ણ છે. પદાર્થ અને ચેતનના સમન્વયથી બનેલાં અનેક પ્રાણીઓ જોવા મળે છે, પરંતુ જીવનનો ઉદ્ગમસ્રોત કયો છે તેની ખબર પડતી નથી. ધરતી પરના પદાર્થો જે ઘટકોથી બન્યા છે તેમાં માત્ર હલનચલન છે. તેમનામાં જીવનનું કોઈ લક્ષણ નથી. તો પછી આ જીવન છે શું ? તે આવે છે ક્યાંથી ? તે પદાર્થો સાથે શાથી જોડાય છે અને વિખૂટું પડે છે ? પ્રાણીઓની સત્તા પદાર્થપરક છે કે ચેતનાપરક ? આવા પ્રશ્નોની એક લાંબી શૃંખલા છે. તેના વિશે લાંબા સમયથી દાર્શનિકો માથાકૂટ કરી રહ્યા છે, પરંતુ હજુ પણ કોઈ સચોટ તથ્ય સુધી તેઓ પહોંચી શક્યા નથી.

વિજ્ઞાનીઓનું કહેવું છે કે પદાર્થ જ અમુક પરિસ્થિતિઓમાં જીવનના રૂપમાં વિકસિત થઈ જાય છે, પરંતુ પ્રયોગો દ્વારા આજ સુધી આ મતની પુષ્ટિ થઈ નથી. ફક્ત પદાર્થથી કોઈપણ પ્રાણીનું સર્જન થઈ શક્યું નથી. જ્યાં ચેતનાનું પહેલેથી જ અસ્તિત્વ છે તેને ઘટાડી કે વધારીને રૂપાંતરણ જ થઈ શક્યું છે. નવેસરથી એક પણ જીવાણુની રચના થઈ શકી નથી. પ્રયોગોની આ નિરાશા જોતાં એ

નિષ્કર્ષ પર પહોંચવું પડે છે કે ચેતના એક સ્વતંત્ર સત્તા છે. પદાર્થ તેનું ઉદ્‌ગમસ્થાન નથી.

હવે પ્રશ્ન એ ઊભો થાય છે કે જો જીવન સ્વતંત્ર હોય, તો ધરતી પર તેનું અસ્તિત્વ કયા રૂપમાં છે ? અધ્યાત્મદર્શનનાં સમાધાન જુદાં જુદાં છે. પદાર્થવિજ્ઞાનીઓ કોઈ પ્રત્યક્ષ તથ્ય વગર સંતુષ્ટ થતા નથી. તેમનું અનુમાન છે કે જીવન સૂર્ય તરફથી મળેલું અનુદાન છે. તે પૃથ્વીને કૃપાના રૂપમાં મળ્યું છે. દાર્શનિકો પણ આવું જ કહે છે.

પૃથ્વીલોકના નિવાસીઓને નિર્વાહ ઉપરાંત ચેતનાત્મક ઉત્કર્ષ માટે પણ પૂરતી સુવિધા મળે છે. જેઓ ઇચ્છે છે તેઓ યોગ્ય લાભ લે છે. ઉદાસીન અને ઉપેક્ષા તથા અનાદર કરનારા લોકોનું તો અમૃત પણ ભલું કરી શકતું નથી. સૂર્યની સત્તાનું મૂલ્યાંકન કરતાં તત્ત્વદર્શીઓએ કહ્યું છે, **"ત્વમ્ માનો જગતશ્ચક્ષુ:"** હે સૂર્ય, આપ જ આ સંસારનાં નેત્રો છો. **"ત્વમ્ આત્મા સર્વદેહીનામ્"** આપ જ બધાં પ્રાણીઓનો આત્મા છો. **"ત્વમ્ યોનિઃ સર્વભૂતાનામ્"** આપ જ બધાં પ્રાણીઓનું શરીર છો. **"ત્વમાચારઃ ક્રિયાવતામ્"** આપ જ પુરુષાર્થીઓનું આચરણ છો. આ સૂત્રોમાં સૂર્ય અને પ્રાણીઓની વચ્ચે રહેલાં સંબંધસૂત્રો પર ઋષિઓએ ટૂંકો પરંતુ સારગર્ભિત પ્રકાશ પાડ્યો છે.

જીવન છે શું ? તેના જવાબમાં તત્ત્વદર્શન અને વિજ્ઞાન સહમત જણાય છે કે જીવન એક પ્રકારનો વિશિષ્ટ વિદ્યુતપ્રવાહ છે, જેમાં જડ અને ચેતન બંનેયની વિશેષતાઓ મોજૂદ છે. એની કલ્પના વિચારશીલ ચુંબકત્વના રૂપમાં કરવામાં આવી છે. આધ્યાત્મિક ભાષામાં એને પ્રાણ કહેવાય છે. પ્રાણનો ચેતનપક્ષ પદાર્થને પ્રભાવિત કરે છે. તેની પર પોતાનો અધિકાર સ્થાપીને તેનો ઉપયોગ

કરે છે, એમ છતાં પણ તેની સત્તા મૌલિક અને સ્વતંત્ર છે. તે પદાર્થના વશમાં રહેતી નથી.

તત્ત્વદર્શીઓએ પ્રાણનું વિવેચન પરબ્રહ્મની શક્તિના પ્રવાહના રૂપમાં કર્યું છે. વૈજ્ઞાનિકો પદાર્થની મૂળ સત્તાને પરમાણુઓના રૂપમાં નહિ, પરંતુ તરંગો તથા કંપનોના રૂપમાં માને છે. વિજ્ઞાનીઓ પ્રમાણ ન હોય, તો કોઈપણ પ્રતિપાદનને માન્યતા આપતા નથી. તેમનો પ્રત્યક્ષવાદ અત્યાર સુધી એટલું જ જાણી શક્યો છે કે જીવન સૂર્યમાંથી આવે છે અને તે પદાર્થને ચુંબકત્વના રૂપમાં અને પ્રાણીઓને સંકલ્પના રૂપમાં પ્રાપ્ત થાય છે. પદાર્થોમાં હલચલ અને પ્રાણીઓમાં સંકલ્પની પ્રવૃત્તિઓ જુદી જુદી છે. એમ છતાં તેમની વચ્ચે ઘણીબધી સમાનતા જોવા મળે છે.

જ્યાં સુધી ચુંબકત્વનો સંબંધ છે ત્યાં સુધી તેને અનેક દૃષ્ટિએ પદાર્થજગત પર છવાયેલું વિશિષ્ટ અનુશાસન કહી શકાય. પૃથ્વીની અંદરની અને બહારની પ્રક્રિયાઓ તેની ઉપર જ આધારિત છે. પોતાની ધરી પર ફરવું અને કક્ષામાં પરિભ્રમણ કરવું તે અનાયાસ જ નથી થતું. એમાં તેનું ચુંબકત્વ જ કારણ રૂપ છે. એ અંદરથી ગતિ પેદા કરે છે અને તેને આગળ વધવા માટે ધકેલે છે. પૃથ્વીની સૂર્યની પરિક્રમા અને તેના પરમાણુઓની આંતરિક રચનામાં એ જ પ્રકારની ભ્રમણચર્યા ચાલે છે. તે એ બતાવે છે કે આ પેલા ચુંબકત્વનું જ કામ છે. પૃથ્વીના શક્તિપ્રવાહોનું પર્યવેક્ષણ કરીને એ જાણી શકાય છે કે પૃથ્વી એક વિશાળ ચુંબક છે. ઉત્તર અને દક્ષિણ ધ્રુવ તેનાં કેન્દ્રો છે. આ ચુંબકત્વ તેના બહારના પડ ઉપર જ છવાયેલું નથી, પરંતુ તેની અંદર પણ તે રહેલું છે અને જ્યારે પણ તેને તક મળે છે ત્યારે તે બહાર આવીને પોતાના અસ્તિત્વનો પરિચય આપે છે.

પાછલા દિવસોમાં પૃથ્વી પર જે જ્વાળામુખીઓ ફાટ્યા અને તેમના લાવારસમાં લોખંડના જે કણો હતા તે જામી ગયા. એમાં ચુંબકના ગુણો મોજૂદ છે, જેનાથી પૃથ્વીના ૬૦૦૦૦૦૦૦૦ વર્ષો સુધીના ચુંબકીય ઇતિહાસનું જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. મારશેક એલેકઝાંડરે પોતાના પુસ્તકમાં લખ્યું છે, "ભૂસ્તરશાસ્ત્રીઓ જેટલું વધારે જાણતા જાય છે એટલો જ એવો વિશ્વાસ મજબૂત થતો જાય છે કે પૃથ્વીનાં અનેક રહસ્યોનો જવાબ ચુંબકત્વમાં રહેલો છે."

ઘણા સમય સુધી વૈજ્ઞાનિકો એવું માનતા રહ્યા કે ચુંબકત્વનું કેન્દ્ર ઉત્તર તથા દક્ષિણ ધ્રુવ છે, પરંતુ પાછલી સદીઓમાં જ્યારે નૌકાદળનો ઝડપથી વિકાસ થયો ત્યારે સમુદ્રમાં તરતાં જહાજોએ જોયું કે પૃથ્વીના વિષુવવૃત્તીય પ્રદેશમાં જતાં હોકાયંત્રનો કાંટો સીધો ઉપર તરફ થઈ જાય છે. આ તથ્યની શોધે એ સાબિત કર્યું કે પૃથ્વી પોતે જ એક ચુંબક છે. તેના ગર્ભમાં ઉત્તર તથા દક્ષિણ ધ્રુવને જોડતો એક એવો ચુંબકીય પ્રવાહ વહેતો રહે છે કે જેમ માણસના ઉત્તરીય ધ્રુવ એવા મસ્તક અને દક્ષિણ ધ્રુવ એવા મૂલાધાર ચક્રને સુષુમ્ણાનો વિદ્યુતચુંબકીય પ્રવાહ જોડે છે.

ભૂતકાળમાં પૃથ્વી પર જ્યારે જ્યારે ભયંકર ચક્રવાત કે તોફાનો આવ્યાં ત્યારે જોવા મળ્યું કે તે વખતે પૃથ્વીનું ચુંબકીય ક્ષેત્ર સાવ અસ્તવ્યસ્ત થઈ ગયું હતું. એ વખતે માત્ર મનુષ્યો જ નહિ, પરંતુ જીવજંતુઓ ઉપર પણ તેની ખૂબ અસર થાય છે. ભૂકંપોની સૌથી વધારે સારી ભવિષ્યાવાણી તો એ વિસ્તારનાં પક્ષીઓ તથા જીવજંતુઓની હિલચાલ પરથી મળે છે. ભૂકંપ આવતા પહેલાં પક્ષીઓ, સાપ વગેરે જીવો ત્યાંથી ભાગી છૂટે છે. તે એ બતાવે છે કે પૃથ્વીના ચુંબકીય ક્ષેત્રની સૂક્ષ્મ હલચલો જીવોના એ ચુંબકીય ક્ષેત્રને પ્રભાવિત કરે છે કે જેમાંથી ચિંતન પેદા થાય છે. તેથી પૃથ્વીમાં

વ્યાપેલા ચુંબકત્વ સાથે જૈવચુંબકત્વની કોઈ ને કોઈ સમાનતા અવશ્ય હોવી જોઈએ.

આ બાબતમાં ભૂગર્ભશાસ્ત્રી ગિલ્બર્ટ અને મેક્સવેલના પ્રયોગોનો ઉલ્લેખ કરતાં ડૉ. એલેકઝાન્ડર મારશેકે પોતાના પુસ્તક 'પૃથ્વી અને અંતરિક્ષ'ના પેજ ૧૨૧માં એવો સ્વીકાર કર્યો છે કે "પૃથ્વીના ચુંબકીય ક્ષેત્ર પર સૂર્યના કોઈ અજ્ઞાત વિકિરણનો પ્રભાવ પડે છે. આ પ્રભાવ જે ક્રમમાં વધે કે ઘટે છે એના પ્રમાણમાં પૃથ્વીના જીવનમાં પણ હલકું કે ભારે પરિવર્તન થાય છે. મનુષ્ય તથા પ્રાણીઓની અંતશ્ચેતનાને પણ સૂર્ય પ્રભાવિત કરે છે.

સૂર્યનું સીધું અનુદાન પૃથ્વીને પણ મળે છે, પરંતુ એના કરતાં પણ બ્રહ્માંડનાં કિરણો વધુ મળે છે. આ બ્રહ્માંડનાં કિરણોને અંતર્ગ્રહી માની શકાય, એમ છતાં પણ પૃથ્વીને તેમનું અનુદાન સૂર્યના માધ્યમથી જ મળે છે. વીજળી તેના ઉત્પાદનકેન્દ્રમાંથી ટ્રાન્સફોર્મર અને મીટરમાં થઈને સાધનો સુધી પહોંચે છે. એ જ રીતે બ્રહ્માંડીય કિરણો પણ સીધાં જ આખી પૃથ્વી પર વરસીને મહાવિનાશનો ભય પેદા કરતાં નથી, પરંતુ ક્રમિક ગતિએ ભૂલોક પર અવતરિત થાય છે. તેમનું અવતરણ સૌપ્રથમ ધ્રુવ ક્ષેત્રમાં થાય છે અને પછી જરૂરિયાત મુજબ પ્રાણીઓ તથા પદાર્થોને મળે છે.

ઉત્તરધ્રુવ પર જોવા મળતા મેરુપ્રકાશને સૂર્યનો પ્રાણ, અનુદાન તથા બ્રહ્માંડીય કિરણોના ઉપયોગી અંશનું પ્રતીક કહી શકાય. બ્રહ્માંડ કિરણો અને સૂર્યનાં અનુદાનોનું વિશિષ્ટ રીતે નિરીક્ષણ કરતાં તે જુદાં દેખાતાં હોવા છતાં તેમનામાં અદ્‌ભુત સમાનતા જોવા મળી છે. એનાથી ખાતરી થાય છે કે બ્રહ્માંડીય કિરણો ધરતી સાથે સંપર્ક સાધતા પહેલાં સૂર્યના સરોવરમાં સ્નાન કરે છે અને તેના રંગમાં

રંગાઈને પછી આ લોકમાં પ્રવેશ કરે છે. જો તે સીધેસીધાં જ વરસે તો કદાચ તેમને સહન કરવા મુશ્કેલ બની જાય.

મેરુપ્રકાશ ધ્રુવો પર સૌથી વધુ હોય છે. પૂર્વ ગ્રીનલેન્ડમાં એસ્કિમો રહે છે ત્યાંનું આકાશ પૃથ્વીના સામાન્ય આકાશ કરતાં સાવ જુદું છે. ત્યાં શિયાળામાં લગભગ દરરોજ આકાશમાં રંગબેરંગી પ્રકાશનાં વલયો જોવા મળે છે. તે જોઈને દર્શકો વિભોર થઈ જાય છે. જાણે કે કોઈ સ્વપ્ન ના જોતા હોય ! આવો મેરુપ્રકાશ ભૂમધ્ય સમુદ્રમાં પણ ક્યારેક ક્યારેક જોવા મળે છે. અલાસ્કા, ઉત્તર કેનેડા, એન્ટાર્કટિકા, ઉત્તર સાઇબીરિયા તથા નોર્વેમાં પણ તે ક્યારેક ક્યારેક જોવા મળે છે. તે દૃશ્ય કેટલું અદ્ભુત હોય છે તેનું વર્ણન કરતાં રોમન ઇતિહાસકાર લિવીએ લખ્યું છે, "તે ક્ષણે આકાશ એકાએક કરોડો અદૃશ્ય અગ્નિશિખાઓથી ચમકવા લાગ્યું, લોકો ભયભીત થઈ ગયા અને આંખ બંધ કરીને ઈશ્વરનું ભજન કરવા લાગ્યા. રોમન સમ્રાટ તો એવું સમજ્યા કે શહેરમાં આગ લાગી ગઈ છે, તેથી તરત જ અગ્નિશામક દળોને મોકલી દીધાં." ગ્રીસના તત્ત્વજ્ઞાની એરિસ્ટોટલે એ મેરુપ્રકાશને જોઈને લખ્યું હતું, "આકાશમાં વિલક્ષણ આકૃતિઓ, ખીણો, ભીષણ પોલાણ તથા લાલ રંગની દૂર દૂર સુધી ફેલાયેલી ચાદર કોઈ ઇન્દ્રજાળ જેવી લાગતી હતી."

મેરુપ્રકાશની સાથે જ્યારે જ્યારે સંપર્ક સ્થાપવામાં આવ્યો ત્યારે એવા મનોરમ ધ્વનિઓ સંભળાયા, જે અદ્ભુત હતા. તેમને નક્ષત્રીય ધ્વનિઓ માનવામાં આવ્યા છે, પરંતુ તેમનું અધ્યયન સૌરસક્રિયતામાં જ અત્યાર સુધી થઈ શક્યું છે.

આ મેરુપ્રકાશની રચનાના મૂળમાં પણ સૂર્ય જ છે. એના અધ્યયન માટે સૂર્યસંક્રાંતિકાળ જ સૌથી વધુ ઉપયોગી જોવા મળ્યો છે.

મેરુપ્રકાશ અનેક પ્રકારનો હોય છે. પ્રકાશની તેજસ્વી જવાળાનાં કિરણોની કમાન તથા પૈડાં જેવું કંઈક દશ્ય, કંઈક અદશ્ય અને ક્યાંક ક્યાંક મૃગજળ જેવું બનતું તથા નષ્ટ થતું સરોવર જોવા મળે છે. તેના રંગો ખૂબ અદ્ભુત હોય છે. એકદમ સફેદ, જાણે કે આતશબાજી થઈ રહી હોય, લાલાશ પડતા પીળા, ભૂરા, જાંબુડિયા તથા નીલા રંગો પણ દેખાય છે. જ્યારે તે અસ્તિત્વમાં આવે છે ત્યારે પૃથ્વીનું ચુંબકીય ક્ષેત્ર પૂરી રીતે અસ્તવ્યસ્ત થઈ જાય છે. તે વખતે હવાઈજહાજોનાં હોકાયંત્રો કામ કરતાં બંધ થઈ જાય છે. એવા ઉડ્ડયનને આંધળું ઉડ્ડયન કહેવામાં આવે છે. પાયલટ તેનાથી હંમેશાં સાવધાન રહે છે.

વૈજ્ઞાનિકો કહે છે કે આ અલૌકિક રચના સૂર્યમાંથી નીકળતા અત્યંત સૂક્ષ્મ કણો ઈલેકટ્રોન તથા પ્રોટોનની ગતિ એકાએક બદલાવાના કારણે બને છે. સામાન્ય અવસ્થામાં આ કણો કલાકના એક હજાર માઈલની ગતિએ દોડે છે, પરંતુ અસામાન્ય અવસ્થામાં તેમની ગતિ સૂર્યપ્રકાશની ગતિ જેટલી એટલે કે સેકન્ડના ૧૮૬૦૦૦ માઈલની થઈ જાય છે. પૃથ્વી તરફ આગળ વધતાં તેઓ પોતાના ચુંબકીય ગુણોના કારણે ધ્રુવો તરફ વળે છે. એનાથી સામાન્ય પ્રકાશની દિશામાં હસ્તક્ષેપ થાય છે એ જ કારણે આ પ્રકારનાં દશ્યો જોવા મળે છે.

સૂર્યમાંથી  પૃથ્વી પર વરસતા અનુદાનનું દશ્યરૂપ ધ્રુવો પર વરસતો મેરુપ્રકાશ અને અદશ્ય રૂપમાં વરસતું ચુંબકત્વ છે. તે જુદાં જુદાં કિરણોના રૂપમાં ધરતી પર આવે છે અને પદાર્થોને વિદ્યુત તથા પ્રાણીઓને સંકલ્પનું અનુદાન આપે છે. આ અનુદાનોનું એક ઉદાહરણ અલ્ટ્રાવાયોલેટ કિરણો

છે. તેઓ જ પ્રાણીઓના નિર્વાહ માટે જરૂરી રસાયણ એવું વિટામિન ડી પેદા કરે છે તથા હાનિકારક ઉત્પાદનને દૂર કર્યા કરે છે.

સૂર્યના માધ્યમથી ધરતીને જે મળે છે એમાં માણસના પ્રયત્નોથી ઘટાડો કે વધારો થઈ શકશે એવી માન્યતા છે. જ્યાં સુધી પ્રાણપ્રવાહનો સંબંધ છે ત્યાં એનાથી પણ મોટી સંભાવનાઓ તથા આશાઓ છે. બ્રહ્માંડીય કિરણો ધરતીને સીમિત પ્રમાણમાં મર્યાદિત ગતિથી પ્રાપ્ત થાય છે, પરંતુ જો સૂર્યને અનુકૂળ બનાવી શકાય, તો તેની ભલામણથી વિશ્વના ભંડારમાંથી એટલાં મોટાં અનુદાનો મળી શકે એમ છે કે જેનાથી મનુષ્ય સ્રષ્ટાનો યુવરાજ ન રહેતાં તેમના જેટલો શક્તિશાળી પણ બની શકે છે. સૂર્યપ્રકાશને જેટલી યાત્રા કરવામાં બે દિવસ લાગે છે એ યાત્રા બ્રહ્માંડીય કિરણો દસ મિનિટમાં પૂરી કરી શકે છે. તેમની અનુમાનિત ગતિ ૧૮૬૦૦૦ x ૧૦૦૦૦૦૦૦૦૦૦ (દસ અબજ) ઇલેક્ટ્રોન વૉલ્ટ માઇલ પ્રતિસેકંડની હોય છે. આ ગતિથી જો કોઈ ચાલી શકે તો તે સમયની ગતિના અવરોધને દૂર કરી શકે છે અને ભૂતકાળની પરિસ્થિતિઓની સાથે, તે સમયના પ્રાણીઓની સાથે જ રહી શકવાનો આનંદ લઈ શકે છે. બ્રહ્માંડના એક છેડાથી બીજા છેડે પહોંચવામાં તેને થોડોક જ સમય લાગશે. સૂર્યના અક્ષાંશ પર લગભગ ૨૭ દિવસમાં એકવાર આ કિરણોનો એક વિશેષ પ્રભાવ પડે છે. તે દિવસે એ તારાને પરસેવો વળી જાય છે અને તેનામાં ધ્રુજારી પેદા થાય છે.

પૃથ્વીના અસ્તિત્વનું વિશ્લેષણ કરતાં આ નિર્જીવ પિંડમાં જોવા મળતી અનેક વિશિષ્ટતાઓનો મુખ્ય આધાર સૂર્ય જ છે. તેને પણ બ્રહ્માંડીય કિરણોમાંથી જ ઊર્જા મળે છે. આટલું જાણ્યા પછી અંતિમ નિષ્કર્ષ પર પહોંચવા માટે એક જ કદમ બાકી રહે છે કે બ્રહ્માંડીય

કિરણો છેવટે છે શું અને તે ક્યાંથી આવે છે ? આના જવાબમાં વહેલામોડા એવો સ્વીકાર કરવો પડશે કે જે રીતે સૂર્યનાં સાત કિરણો હોય છે એ જ રીતે બ્રહ્મના તરંગો બ્રહ્માંડીય કિરણોના રૂપમાં માત્ર ધરતી તથા સૂર્યને જ નહિ, પરંતુ સમગ્ર બ્રહ્માંડનું અસ્તિત્વ જાળવી રાખવા માટે અનુગ્રહપૂર્વક શક્તિ પ્રદાન કરે છે. તેમાંથી જ પ્રાણ વરસે છે. સ્વરૂપ, બળ, જ્ઞાન અને સંવેદના તેનાં જ અનુદાન છે.

પૃથ્વીની સત્તા, સૂર્યનું અનુદાન તથા બ્રહ્માંડીય કિરણોના વૈભવને સમજી શકનારા બ્રહ્મસત્તાની મહત્તાનો પણ સ્વીકાર કરી શકે છે. સંશોધનના પ્રયત્નોની સર્વોચ્ચ સ્થિતિ એ જ હોઈ શકે કે પરબ્રહ્મની સાથે સંબંધ બાંધવામાં આવે, તેમનો અનુગ્રહ મેળવવામાં આવે અને પોતાની સત્તાને તે મહાસત્તા પરબ્રહ્મ પરમેશ્વરને અનુરૂપ બનાવવામાં આવે.

*

# અધ્યાત્મદર્શનની વૈજ્ઞાનિક પૃષ્ઠભૂમિ

આત્મા છે કે નહિ તેનો ઉત્તર હા કે ના બંનેમાં આપી શકાય છે. 'હા'માં જવાબ આપવો એમના માટે યોગ્ય છે કે જેઓ જ્ઞાનના આધારે સૂક્ષ્મ વિષયો પર વિચાર કરી શકે છે અને નિષ્કર્ષ કાઢવામાં સમર્થ છે. 'ના' એમના માટે યોગ્ય છે કે જેઓ માત્ર ઇન્દ્રિયોની મદદથી જ ચેતનસત્તાનાં દર્શન કરવા માગે છે. ચેતન સૂક્ષ્મ છે. તેને ચેતનસત્તાની જ્ઞાનાનુભૂતિ દ્વારા સમજી અને જોઈ શકાય છે. કોઈની આંખોમાંથી આંસુ નીકળતાં જોઈને કોઈ એટલું જ જણાવી શકે છે કે ભ્રમરોની નીચેના ખાડાઓમાંથી પાણીની પાતળી ધાર વહી રહી છે. તે પાણીની પાછળ કોઈ વ્યથા તથા વેદના રહેલી છે કે નહિ તે તો જીવંત અંતઃકરણ અને ભાવસંવેદનાયુક્ત માણસ માટે જ શક્ય છે. જો તે ન હોય તો પછી આંસુ અને પરસેવામાં વૈજ્ઞાનિક સાધનો દ્વારા કોઈ મોટું અંતર જોવા નહિ મળે. સૂર્યનો પ્રકાશ અને ફૂલના સૌંદર્યની અનુભૂતિ તેમને જ થઈ શકે છે કે જેમની આંખો બરાબર જોઈ શકતી હોય. જેમની દૃષ્ટિ ચાલી જાય તેમના માટે સંસારનાં બધાં દશ્યો ગાયબ થઈ જશે. દશ્યની અનુભૂતિમાં પદાર્થોના અસ્તિત્વનું જેટલું મહત્ત્વ છે તેના કરતાં વધારે મહત્ત્વ આપણી દૃષ્ટિનું છે. જ્ઞાન જ આપણને દશ્ય તથા શ્રાવ્યના સ્થૂળરૂપની સરખામણીમાં અસંખ્યગણા રહસ્યમય મર્મોનો પરિચય કરાવે છે.

જ્ઞાનના બે પક્ષ છે - એક વિચારણા, બીજો સંવેદના. વિચારો મગજની દેન છે. તેઓ પ્રશિક્ષણ તથા અનુભવની મદદથી બહારથી આવે છે. ભાવો અંદરથી જાગે છે, તે અંતઃકરણમાંથી પેદા થાય છે. વિચારોથી જાણકારી વધે છે અને બુદ્ધિમાં પરિપક્વતા આવે છે, પરંતુ અંતઃકરણ ઉપર તેમનો પ્રભાવ નહિવત્ પડે છે. ખૂબ વાંચવા

કે સાંભળવાથી પણ અંતર ઉત્કૃષ્ટ બની શકતું નથી. ઘણાય લોકોના કાન સત્સંગ સાંભળી સાંભળીને પાકી ગયા અને આંખો સ્વાધ્યાય કરી કરીને થાકી ગઈ, એમ છતાં તેમની મૂળ વૃત્તિઓમાં કોઈ વિશેષ ફેરફાર થતો નથી. લોભમોહમાંથી તેઓ સહેજ પણ વિરક્ત થતા નથી. કામ તથા ક્રોધનો આવેશ ઘટતો નથી. ધર્મોપદેશકોમાં ધર્મધારણા અને નેતાઓમાં દેશભક્તિ માત્ર ચર્ચા કરવા પૂરતી જ જોવા મળે છે. બીજાઓને જે દલીલો દ્વારા પ્રભાવિત કરે છે તેનાથી પોતે પ્રભાવિત થતા નથી કારણ કે તે બહારથી આવી હોય છે, પોતાના અંતઃકરણમાંથી પેદા થતી નથી.

ધર્મને સંવેદનાનો ઉદ્ગમસ્રોત કહી શકાય. તે ઉપદેશ નહિ, પણ ઉપચાર છે. તેની મદદથી દિવ્યચક્ષુઓ પર ચઢેલી ધૂળને દૂર કરી શકાય છે. તે પડ દૂર થયા પછી પદાર્થની અંદર વ્યાપેલી સત્તાને જોઈ શકાય છે. તેની મદદથી બ્રહ્માંડવ્યાપી ચેતનાની અનુભૂતિ થાય છે, જેને વિશ્વાત્મા કહેવામાં આવે છે. આત્મા તેનો જ એક ઘટક છે. વિચારથી પદાર્થના ગુણધર્મ, સ્વભાવ અને ઉપયોગને જાણી શકાય છે. ધર્મથી આત્માનો સાક્ષાત્કાર થાય છે અને જીવનને આત્માના અનુશાસનમાં ચાલવા માટે પ્રશિક્ષિત કરી શકાય છે.

આ સંવેદના જ અગ્નિ છે. જ્યારે તે આદર્શોને અપનાવવાની પરિપક્વ અવસ્થામાં હોય છે ત્યારે તેને શ્રદ્ધા કહે છે. આપણા માટે કલ્યાણકારી કર્તવ્ય એ જ છે. તેનો સુનિશ્ચિત નિર્ણય વિશ્વાસ કહેવાય છે. શ્રદ્ધાને ભવાનીની અને વિશ્વાસને શંકરની ઉપમા આપવામાં આવી છે અને કહેવામાં આવ્યું છે કે એ બંનેની મદદથી અંતરાત્મામાં રહેલા પરમાત્માનું દિવ્યદર્શન થાય છે. આદર્શવાદી સંવેદનાઓનો આ સમગ્ર વિસ્તાર ધર્મક્ષેત્રના નામે ઓળખાય છે. એના જ ઉમંગો કર્મક્ષેત્ર પર છવાઈ રહે છે. આસ્થાઓની પ્રેરણાથી

વિચારતંત્રને માર્ગદર્શન મળે છે અને વિચારો કર્મના રૂપમાં પરિણમે છે. એમાં જ્યારે પ્રખરતા આવે છે ત્યારે અતીન્દ્રિય જ્ઞાન જાગ્રત થાય છે અને દૂરદર્શન, દૂરશ્રવણ, પ્રકૃતિનાં રહસ્યોનું પ્રકટીકરણ, ભાવિ સંભાવનાઓ જેવી જાણકારીઓ મળે છે. તે સામાન્ય ઇન્દ્રિયક્ષમતાની પકડની બહાર છે.

ધર્મને અંદરથી ધારણ કરવામાં આવે છે. જીવનસંઘર્ષથી દૂર ભાગનારા લોકો ધર્મનો આડંબર કરતા રહે છે એવું કહેવાય છે, પરંતુ ખરેખર એવું નથી. આ સાહસિક શૂરવીરોનો માર્ગ છે. મન અને અંતઃકરણ વચ્ચે સંઘર્ષ થતો રહે છે. મન સુવિધાઓ પાછળ ભમતું રહે છે, જ્યારે અંતઃકરણને ભાવસંવેદનાઓની જરૂર પડે છે. એ ઉત્કૃષ્ટતા અપનાવવાથી જ જાગ્રત થાય છે. લોકપ્રવાહ અને પોતાના સંચિત સંસ્કારો મનોકામનાઓ પૂરી કરવા માટે અને મનમાની કરવા માટે ઉશ્કેરે છે. આત્માનું ક્ષેત્ર આનાથી સાવ ઊલટું છે. અહીં બધું બીજા જ પ્રકારનું હોય છે. અહીં વૈભવ વેચીને સંતોષ ખરીદવામાં આવે છે. આટલો મોટો સોદો કરવામાં પ્રત્યક્ષ રીતે તો નુકસાન જણાય છે. એટલું મોટું કદમ તો શૂરવીરો જ ભરી શકે છે. પ્રત્યક્ષનો ત્યાગ કરીને પરોક્ષને મેળવવાનો એક ચોક્કસ વિશ્વાસ અંતરના કણેકણમાં છવાયેલો હોય છે. આવી સ્થિતિ પ્રાપ્ત કરવામાં માત્ર સાહસિકો જ સફળ થાય છે. ભાવનાઓને પોષણ આપવા માટે પોતાની ઇચ્છાઓનું જે બલિદાન આપે છે તે જ વાસ્તવમાં ધર્માત્મા છે. એવું કહેવાય છે કે ધાર્મિકતા સ્વર્ગના લાલચુઓ અને નરકથી ભયભીત થયેલા લોકોને છુપાઈ રહેવાની ગુફા માત્ર છે, પરંતુ ખરેખર એવું નથી. ધર્મનો આડંબર કરનારા કેટલાક છીછરા લોકો કે ધર્મગુરુઓ માટે આ વાત ભલે સાચી હોય, પરંતુ વાસ્તવમાં ધર્મ એક સત્સાહસ અને પ્રબળ પુરુષાર્થ છે. તેમાં અંતરાત્માને

સર્વોપરી માનવામાં આવે છે અને ઉત્કૃષ્ટ ભાવસંવેદનાઓના સમર્થન માટે સુખસગવડોનો ત્યાગ કરીને સ્વજનોને નારાજ કરવા સુધીનું સાહસ કરવામાં આવે છે. તેને અલૌકિક અને અસાધારણ કહી શકાય.

## અધ્યાત્મ જ માનવજીવનને સંસ્કારિત કરશે

હર્બર્ટ સ્પેન્સર કહે છે કે દર્શનનું ક્ષેત્ર ખૂબ વિશાળ છે. વિજ્ઞાન માત્ર પ્રકૃતિનાં થોડાંક રહસ્યો પરથી પડદો હઠાવે છે, પરંતુ દર્શન વિશ્વચેતનાનાં અનેક પાસાં ઉપર પ્રકાશ પાડે છે. તે સમજાવે છે કે ચિંતનના પ્રવાહને કઈ રીતે શુદ્ધ કરી શકાય છે. પ્રકૃતિની શક્તિઓનો ઉપયોગ કરીને અનેક સગવડો મેળવી શકાય છે, પરંતુ એ સુવિધાઓનો યોગ્ય રીતે ઉપભોગ કરવા માટે મનુષ્યનું ચિંતન કેવું હોવું જોઈએ એ બતાવવાનું કામ દર્શનનું છે. દર્શન વૃક્ષ છે, જ્યારે વિજ્ઞાન તેની એક ડાળખી માત્ર છે. વૈજ્ઞાનિકની તુલનામાં દાર્શનિકનું કાર્યક્ષેત્ર અને જવાબદારી ખૂબ વિશાળ છે.

જીવનમાં દર્શનને કોઈ સ્થાન ન હોય, તેની સાથે આસ્થાઓ તથા ઉચ્ચ માન્યતાઓ જોડાયેલી ન હોય, કોઈ સિદ્ધાંતોનો સમાવેશ ન થયો હોય, તો માણસ માનવ બનવાના બદલે એક પ્રાણીમાત્ર બની રહે છે. ફક્ત પેટ ભરવાનું લક્ષ્ય લઈને જીવનાર પોતાની યોગ્યતા અને તત્પરતા પ્રમાણે ઓછાવત્તા પ્રમાણમાં સાધનસગવડો તો ભેગાં કરી લે છે, પરંતુ તેમની સામે કોઈ ઊંચું લક્ષ્ય ન હોવાના કારણે તેમના અંતરાત્મામાં કોઈ જીવંત ઉત્સાહ પેદા થતો નથી. સામાન્ય ઉત્સાહ તો ભૌતિક મહત્ત્વાકાંક્ષાઓની લાલસાથી પણ પેદા થઈ શકે છે, પણ તે નૈતિક હોતો નથી. ભૌતિક લાભોના બદલે જો કોઈ આદર્શને પૂરો કરવાનું લક્ષ્ય રાખીને જીવવામાં આવે, તો ઉત્સાહભરી સક્રિયતાની સાથે ઉત્કૃષ્ટ તત્ત્વો પણ જોડાયેલાં રહેશે

અને તે પ્રયાસોથી આત્મિક ઉન્નતિ થતી રહેશે. ભલે પછી ભૌતિક લાભ એટલો ન મળે. લોકકલ્યાણની મહત્ત્વાકાંક્ષા કે જેમાં પુરુષાર્થની સાથે આદર્શવાદી પણ બનવામાં આવે, તો ચોક્કસ એ મહત્ત્વાકાંક્ષી વ્યક્તિને સન્માન પ્રાપ્ત થાય છે. એની મદદથી માણસ એવી સ્થિતિએ પહોંચી જાય છે કે જેમાં લોકોના સહયોગથી ધનસંપત્તિ કરતાં પણ વધારે મૂલ્યવાન વસ્તુ પ્રાપ્ત કરી શકાય છે.

માનવીય પ્રકૃતિની વ્યાખ્યા કરવાની સાથેસાથે આપણે તેમના દષ્ટિકોણ અને ચરિત્રના સ્તરનું પણ મૂલ્યાંકન કરવું જોઈએ. ભૌતિક દષ્ટિએ માણસ સુખીસંપન્ન ભલે બની જાય, પરંતુ જો તે ઉદ્દેશ્ય તથા આદર્શ વગરનો બની રહે, તો તેને સંતોષ તથા ગૌરવ પ્રાપ્ત થઈ શકતાં નથી. સમાજમાં એને ઉપયોગી માનવામાં આવતો નથી કે સન્માન પણ આપવામાં આવતું નથી.

નોબલ પુરસ્કાર વિજેતા ફ્રાંસના વૈજ્ઞાનિક એલોક્સિસ કરેલે કહ્યું છે, "આપણે ઘણું બધું શોધી ચૂક્યા છીએ અને આગામી દિવસોમાં એના કરતાં પણ વધારે રહસ્યપૂર્ણ પ્રાકૃતિક બાબતો શોધીશું, પરંતુ આજે પણ મનુષ્ય પહેલાંની જેમ જ અવિજ્ઞાત બની રહ્યો છે. સાચું તો એ છે કે તે એવી રીતે ખોવાતો જાય છે કે આવતા દિવસોમાં તેને શોધી કાઢવો મુશ્કેલ બની જશે. મનુષ્યની જ્ઞાનરૂપી સંપત્તિ આશ્ચર્યજનક ગતિએ વધી છે, પણ પોતાના વિશે તે આજે પણ કશું જ જાણતો નથી."

## સમગ્ર જડચેતન પર ઉચ્ચકક્ષાની સત્તાનું અનુશાસન

દાર્શનિક સ્પિનોઝા કહેતા હતા, "તથ્યો સુધી પહોંચવા માટે તર્ક જ એકમાત્ર આધાર નથી. એના ઉપરાંત પણ બીજાં માધ્યમો છે, જેની ઉપર મનુષ્યનું ગૌરવ ટકી રહ્યું છે. અંતઃપ્રેરણા તથા

આત્માનુભૂતિઓની સત્તા એવી છે, જે સામાન્ય રીતે તર્કનું સમર્થન કરતી નથી અથવા તો તર્ક દ્વારા તેનું સમર્થન કરી શકાતું નથી.

માનવ માનવ વચ્ચે જોવા મળતી ઉદારતા, આત્મીયતા, મૈત્રી, સહાનુભૂતિ, સેવા તથા સહકારને અમુક હદ સુધી જ તર્કસંગત માની શકાય છે. એ સીમા સુધી કે જ્યાં આદાનપ્રદાનમાં લાભદાયક પરિણામની આશા તથા અપેક્ષા રાખવામાં આવે છે. જ્યાં આ કસોટી પર મૈત્રી ખોટી સાબિત થાય છે ત્યાં તર્ક તરત જ પાછા ખસવાની કે ઉપેક્ષા કરવાની સલાહ આપે છે. તર્ક બુદ્ધિ પર આધારિત છે અને બુદ્ધિ ભૌતિક સ્વાર્થ જુએ છે. દીનદુખીઓની સેવા કરવામાં જે સમય, શ્રમ તથા મનોયોગ વેડફાય છે તેને તર્કસંગત ગણી શકાય નહિ. ભાવનાઓ તર્કથી પર છે. તેમના દબાણથી જ પરમાર્થની વાત વિચારવામાં આવે છે અને તેના માટે હિંમત ભેગી કરવામાં આવે છે.

જે તર્કના આધારે ઘરડા બળદને કસાઈને વેચી દઈને ઘાસચારો તથા જગ્યાની બચત કરવામાં આવે છે એ જ આધાર પર તો ઘરના વૃદ્ધોને પણ મોતને ઘાટ ઉતારી દેવા જોઈએ. જો તેઓ જીવતા હોય અને અશક્ત હોવા છતાં પણ સેવા તથા સન્માનનો લાભ મેળવતા હોય, તો એમાં તર્કની કોઈ મહેરબાની નથી, પરંતુ ભાવનાઓની અનુકંપા છે.

દાર્શનિક કિર્કેગાર્ડ કહેતા હતા, "તર્કથી આત્માને સાબિત કરી શકાતો નથી કે પરમાત્માના અસ્તિત્વને પણ પ્રમાણિત કરી શકાતું નથી, એમ છતાં તેમનો સ્વીકાર કરવાની જરૂર નથી કારણ કે અંતરના ઊંડાણમાં જામેલી આસ્થા તેની સત્તાનો હંમેશાં સ્વીકાર કરે છે. ખોટું કામ કરતી વખતે અંદરથી કોઈક એવી પ્રેરણા જાગે છે કે લાભ હોવા છતાં તે ન કરવું જોઈએ. આ બાબતમાં તર્ક પાસેથી

કોઈ મદદ મળી શકતી નથી. સ્વાર્થ માટે જ્યારે બીજાં પ્રાણીઓ યોગ્ય કે અયોગ્યની ઝંઝટમાં પડતા નથી, તે ગમે તે કરે છે, તો પછી મનુષ્ય જ એમાં અપવાદરૂપ શા માટે હોવો જોઈએ ? તેને ખોટું કામ કરતી વખતે મનોમંથન કેમ થવું જોઈએ ? આના પરથી સાબિત થાય છે કે ભાવસંવેદનાઓની એક પોતાની સત્તા છે અને તે તર્કસંગત ન હોવા છતાં પણ પોતાનું કામ કરે છે અને પ્રભાવ બતાવે છે.''

બાળકોને ઉછેરવા માટે દુખ ભોગવવામાં અને તેમને પ્રેમ આપવામાં કોઈ તર્કસંગત આધાર નથી. જેમની પાસેથી બદલામાં કશું મળવાનું નથી તેમની સેવા કે મદદ શા માટે કરવી જોઈએ ? પ્રેમના બદલામાં પ્રેમની વાત તો સમજી શકાય છે, પરંતુ જે નવજાત શિશુમાં હજુ ભાવનાનો વિકાસ પણ થયો નથી તેની પાસેથી બદલાની આશા કઈ રીતે રાખી શકાય ? પુત્રીઓ મોટી થઈને સાસરે જતી રહે છે અને પુત્રોમાંથી મોટા ભાગના ખોટનો સોદો સાબિત થાય છે. આ બધું જાણવા છતાં માતાપિતા તરફથી અને વિશેષ કરીને માતા તરફથી તો તેમને ભરપૂર પ્રેમ અને સહયોગ મળે છે. એની પાછળ કોઈ બુદ્ધિસંગત તર્ક રજૂ કરવો મુશ્કેલ છે.

લગ્નની બાબતમાં પુરુષો પાસે કોઈક તર્ક હોઈ શકે છે. તેમને પત્ની પાસેથી સસ્તામાં અનેક લાભ મળે છે, પરંતુ પત્નીને તો દરેક દૃષ્ટિએ ખોટ જ છે. તેને મળે છે ઓછું અને આપવું પડે છે વધારે. આ પરિસ્થિતિમાં તે લગ્નનું બંધન શા માટે સ્વીકારે ? આવું જ ગર્ભધારણની બાબતમાં પણ છે. પ્રજનનકાર્યમાં સ્ત્રીને દરેક દૃષ્ટિએ ખોટ જ છે, તો પછી તે શા માટે એનો સ્વીકાર કરે ? અહીં તર્ક મૂંગો થઈ જાય છે અને ભાવનાઓ પોતાની શક્તિનો પરિચય આપે છે. દાંપત્યજીવન અપનાવવામાં અને ગર્ભ ધારણ કરવામાં

નારીને એક ઉત્સાહ અને સંતોષ પણ હોય છે. જો કે તર્કની દૃષ્ટિએ તો તેણે આ બંને જવાબદારીઓથી દૂર રહીને આરામથી જીવવું જોઈએ.

દેશભક્તિ, પરમાર્થ, ધર્મધારણા, તપશ્ચર્યા, સંયમ, દાન, સેવા જેવા ઉત્કૃષ્ટ આદર્શોનું સમર્થન તર્ક દ્વારા નહિ, પરંતુ ભાવનાઓ દ્વારા જ થાય છે. ત્યાગ તથા બલિદાનનો ઉમંગ તર્કયુક્ત હોતો નથી. તેમને એ માર્ગે બુદ્ધિવાદી તર્ક નહિ, પણ ભાવનાશીલ લોકો જ આગળ વધારે છે. દીર્ઘદૃષ્ટિવાળો વિવેક તર્કને તોડી નાખે છે, તેને ઉદાત્ત આસ્થા તથા ભાવશ્રદ્ધાનું જ સમર્થન મળે છે. આ સમર્થન ક્યારેક તો એટલું બધું પ્રબળ હોય છે કે ઉચ્ચ ઉદ્દેશ્યો માટે કેટલીકવાર લોકો સર્વસ્વનું બલિદાન તથા પ્રાણની આહુતિ પણ આપી દે છે. તર્ક કદાપિ આવું સાહસ કરી શકતો નથી.

એરિસ્ટોટલ પોતાના શિષ્યોને કહેતા હતા, "તમે જોઈ શકો છો કે સજ્જનોની તુલનામાં દુષ્ટ લોકો નફામાં રહે છે અને મોજ કરે છે, એમ છતાં પણ સજ્જનતા મરતી નથી. લોકો ખોટમાં રહીને પણ તેને અપનાવે છે. આવું કેમ ? એનો જવાબ એક જ છે કે આત્મા એટલો પ્રબળ છે કે તે તર્કો અને પ્રમાણોનો અસ્વીકાર કરીને પણ ખોટ સહન કરવા માટે તૈયાર થઈ જાય છે.આ મનુષ્યની એ આસ્થાનો પ્રભાવ છે, જેને આત્માનો આધારભૂત ગુણ કહેવામાં આવે છે."

કાંટે આત્માની અમરતાનું એક પ્રમાણ રજૂ કર્યું છે - "લોકો મરતી વખતે પણ પોતાનો પુરુષાર્થ છોડતા નથી. જીવનનો અંત સમય જોઈને તેમણે બચેલા સમયમાં મોજમજા કરવાની અને ઝંઝટોથી દૂર રહેવાની વાત વિચારવી જોઈએ, પરંતુ થાય છે આનાથી સાવ ઊલટું. અંતિમ દિવસોમાં જરૂરી અને મહત્ત્વનાં

કાર્યોને ખૂબ તત્પરતાથી કરવાની અને તે જલદી પૂરાં કરવાની વાત ધ્યાનમાં રહે છે. તેનું કારણ અંતઃકરણની એ આસ્થા છે, જેમાં તેને ભવિષ્યમાં પણ એ જીવનક્રમ ચાલતો રહેવાનો અતૂટ વિશ્વાસ હોય છે. જો મરણની સાથે જ જીવનનો અંત આવી જતો હોત, તો લોકો નિરાશ થઈ જાત અને સંગ્રહના બદલે બરબાદીનો વિચાર કરત."

'ક્રિટિક ઑફ પ્રેક્ટિકલ રિજન' પ્રમાણે વિશ્વનો દરેક ઘટક એક સુનિયોજિત રીતે બન્યો છે. તેની પાછળ પૂર્ણ સંગતિ છે અને અસ્તિત્વના રક્ષણથી માંડીને પ્રગતિ કરવાની તથા અયોગ્ય પરિસ્થિતિઓ આવતાં તેને અનુરૂપ બની જવાની બધી જ સંભાવનાઓ મોજૂદ છે. દરેક વસ્તુ સુંદર ડિઝાઈન અને યોગ્ય સાધનસામગ્રીથી બની છે. આવું આપોઆપ થઈ જતું નથી. જડપદાર્થ ભાવના કે બુદ્ધિયુક્ત છે કે નહિ એ બાબતમાં દ્વિધા હોઈ શકે, પરંતુ જેણે તેમને બનાવી છે તે વિવેકવાન, દીર્ઘદ્રષ્ટા તથા પોતાના વિષયમાં પ્રવીણ અને પારંગત સત્તા છે. ભલે પછી તેને ઈશ્વર કહીએ કે બીજું કોઈક નામ આપીએ.

કાંટના 'ક્રિટિક ઑફ જજમેન્ટ' ગ્રંથમાં અપનાવવામાં આવેલી દાર્શનિકતાએ સાબિત કર્યું છે કે તર્કથી જે બાબતો સિદ્ધ ન થઈ શકે તેમને અપ્રામાણિક માનવી તે ભૂલ છે. માણસની બૌદ્ધિક ક્ષમતા પ્રમાણે તર્કશક્તિ વધે છે અને બદલાતી રહે છે. પ્રગતિના માર્ગ પર ચાલીને માણસે પોતાની માન્યતાઓ અને દલીલોમાં આશ્ચર્યજનક પરિવર્તન કર્યું છે. જે વાતોને એક જમાનામાં બિલકુલ સાચી માનવામાં આવતી હતી તેમને પાછળથી નવાં તથ્યોએ ખોટી સાબિત કરી દીધી. એનું કારણ એ છે કે જે પ્રમાણોને આધાર માનીને તર્કે પોતાની દિશા અપનાવી હતી તેમને જ્યારે નવાં પ્રતિપાદનોએ

ખોટાં સાબિત કરી દીધાં, તો તાર્કિકોએ પણ મેદાન છોડીને ભાગવું પડ્યું તથા નવો રસ્તો અપનાવવો પડ્યો. આ પરિસ્થિતિમાં તર્કો તથા તથ્યોની બાબતમાં ઈશ્વર અને આત્માના સંબંધમાં જેટલો સંદેહ કરવામાં આવે છે એટલો સંદેહ કરી શકાય.

વ્હાઈટ હેડે લખ્યું છે, "જો કલ્પનાના આધારે ચેતનાને જડ માનવામાં આવે, તો એવું કેમ ન થઈ શકે કે એના જ આધારે જડમાં ચેતનને ઓતપ્રોત થયેલું માનવામાં આવે ? જ્યારે દરેક પદાર્થના આંતરિક અને બાહ્ય ક્ષેત્રમાં સુનિયોજિત હલચલો ચાલી રહી છે અને એમનામાંથી દરેક ઘટકને એક કઠોર શાસન અંતર્ગત પોતાનો નિર્વાહ કરવો પડે છે તો આ ચેતનાની સત્તાને માનવામાં શા માટે તકલીફ પડવી જોઈએ ?"

ધર્મનો આધાર તર્ક નથી, પણ નૈતિકતા છે. નૈતિકતા આત્માની મૂળભૂત પ્રવૃત્તિ છે. તેને સાબિત કરવા માટે તર્કની જરૂર નથી. સાચી વાત તો એ છે કે તર્કને એ આધારે જ માન્યતા મળે છે કે તે નીતિનો સમર્થક છે કે નહિ. ચોરી કે છળકપટ કરવામાં ભલે ગમે તેટલી દલીલો કરવામાં આવે, સમર્થ લોકો પોતાનો સ્વાર્થ પૂરો કરવા માટે હતપ્રભ કરી દે તેવાં ગમે તેટલાં કારણો રજૂ કરે, એમ છતાં તેઓ માન્યતા પ્રાપ્ત કરી શકે નહિ. અનાચારી લોકો પોતાની પ્રવૃત્તિઓને યોગ્ય ઠેરવવા માટે ઘણુંબધું કહે છે, એમ છતાં સાંભળનારા તેમનો અસ્વીકાર કરે છે.

સાવ અણઘડ અને પછાત ગણાતા લોકોમાં પણ માતા અને પુત્રનાં લગ્ન કદાપિ થતાં નથી. નીતિમર્યાદાઓને નષ્ટ કરવા માટે એટલી બધી દલીલો કરી શકાય કે આખા સામાજિક ઢાંચાને તથા પ્રચલિત સભ્યતાને પણ નકારી શકાય. અનાસ્થાવાદી લોકોનો પોતાનો એક સંપ્રદાય છે, એમ છતાં પણ તેમનામાં પણ કેટલીક

મર્યાદાઓ હોય છે. કોઈ ઇચ્છે તો પૂછી શકે કે જ્યારે અગાઉની નીતિમર્યાદાઓનો અસ્વીકાર કર્યો, તો પછી નવા નિયમોને શા માટે અપનાવ્યા ? ફરીફરીને વાત ત્યાં જ આવે છે કે ઉપયોગિતા અને જરૂરિયાત કરતાં પણ નૈતિકતા અને આદર્શોને માન્યતા આપવી પડે છે. આ જ તર્કની તુલનામાં નીતિની વરિષ્ઠતા છે તેનો કોઈ અસ્વીકાર કરી શકતું નથી.

સ્પિનોજાનું એક પ્રતિપાદન સારગર્ભિત છે, જેમાં તેઓ કહે છે કે જે કાંઈ જોઈ તથા અનુભવી શકાય છે એમાંથી દરેક એકમ પોતે પૂર્ણ છે. એટલું જ નહિ, તે કોઈ સમર્થ કેન્દ્ર સાથે જોડાયેલો છે. જોડાયેલા હોવાનું તાત્પર્ય છે શક્તિ મેળવવી તથા અનુશાસનનું પાલન કરવું. મોટા ગ્રહપિંડોથી માંડીને અણુ પરમાણુઓમાં પણ આ ક્રમ સમાનરૂપે ચાલી રહ્યો છે. પ્રાણીઓનું શરીર પણ આ જ નિયમ અંતર્ગત જીવનયાપન કરે છે. પોતાના આ પ્રતિપાદનના પક્ષમાં સ્પિનોજા અનેક પ્રમાણ રજૂ કરતાં કહે છે કે "આ પૂર્ણતા, સૂત્રબદ્ધતા તથા સુવ્યવસ્થાનું ક્ષેત્ર એટલું વ્યાપક છે કે એમાંથી કોઈ બચી શક્યું નથી. આ અનુશાસનને ઈશ્વર કે પછી બીજું કંઈ કહીએ, તો પણ તે છે તો અવશ્ય. આ જ રીતે આપણે જોઈએ છીએ કે બધા દાર્શનિકો તથા વૈજ્ઞાનિકો જુદા જુદા સિદ્ધાંતોના આધારે આસ્તિકતાનું જ સમર્થન કરતા આવ્યા છે."

પ્રસિદ્ધ વિદ્વાન વ્હાઇટનું કહેવું છે કે ઈશ્વરમાં વિશ્વાસ એટલા માટે જરૂરી છે કે મનુષ્ય એ વિશ્વાસનો આધાર લઈને પોતાની અંદરની સફાઈ કરે છે. ખરાબ પ્રવૃત્તિઓનો ત્યાગ કરી સદ્‌ગુણ અપનાવે છે તથા નીતિવાન બને છે.

હર્બર્ટ સ્પેન્સરના મત પ્રમાણે કોઈ સુપ્રિમ સત્તામાં વિશ્વાસ રાખવાથી આંતરિક વિકાસની પ્રક્રિયા શરૂ થાય છે અને છેવટે એક

એવો ધાર્મિક માણસ તમામ નૈતિક ગુણોનો પુંજ બની જાય છે. સાચું તો એ છે કે નીતિશાસ્ત્રનો વાસ્તવિક ઉદ્દેશ્ય ધર્મનું અવલંબન લેવાથી પૂરો થાય છે. અનૈતિકતાનું મૂળ કારણ મનુષ્યની સ્વાર્થવૃત્તિ છે. જ્યાં સુધી મનુષ્ય સંકુચિત સ્વાર્થમાં બંધાયેલો રહેશે ત્યાં સુધી અનૈતિકતા વધતી રહેશે. આત્મવિસ્તારની પ્રક્રિયા ધર્મના અવલંબનથી શરૂ થાય છે. તેનાથી મનુષ્ય સંકુચિતતામાંથી બહાર નીકળી જાય છે અને માનવમાત્રને પોતાનો માનવા લાગે છે. આ જ રીતે ધર્મ નીતિશાસ્ત્રનો જે મુખ્ય ઉદ્દેશ્ય છે તેને પૂરો કરે છે. આ રીતે મનુષ્યને જો ચરિત્રવાન તથા નીતિવાન બનાવવો હોય, તો નીતિશાસ્ત્રે પોતાની અંદર એવાં ધાર્મિક તત્ત્વોનો સમાવેશ કરવો પડશે કે જે માણસના હૃદયને સ્પર્શે છે કારણ કે નીતિશાસ્ત્રના સિદ્ધાંતો ઉપયોગી હોવા છતાં પણ તે માત્ર મસ્તક સાથે જ સંબંધ ધરાવે છે, જ્યારે પરિવર્તનનું કેન્દ્રબિંદુ તો મનુષ્યનું હૃદય છે. નીતિશાસ્ત્રના સિદ્ધાંતો તર્ક પર આધારિત છે. તર્ક ઉચ્છૃંખલ પણ બની શકે છે. ધર્મને તથા ઈશ્વરને અપનાવવાથી તર્કની આ ઉચ્છૃંખલતા નષ્ટ થઈ જાય છે. તર્કનું સ્થાન વિવેક લઈ લે છે. તે શ્રદ્ધા અને તર્કનું સંયુક્ત રૂપ છે અને તેનું સંચાલન માણસની બુદ્ધિથી નહિ, પરંતુ હૃદયથી થાય છે.

નીતિશાસ્ત્રનું વૈચારિક મંથન વાસ્તવમાં નૈતિકતાનું ઉદ્ગમકેન્દ્ર હોતું નથી. નીતિશાસ્ત્રના વિકાસ માટે શ્રેષ્ઠ સિદ્ધાંતો જરૂરી છે, જેમની આચારસંહિતાનો ધર્મમાં સમાવેશ થયેલો છે. જ્યારે આત્મા પોતાના નિર્માણના એવા આધારો રજૂ કરે, જેને મનુષ્ય આપોઆપ અપનાવવા માટે તૈયાર થઈ જાય ત્યારે જ નૈતિકતા વ્યવહારમાં ઊતરે છે. આ આધાર નીતિશાસ્ત્ર નહિ, પરંતુ ધર્મ આપી શકે છે.

કાંટનું કહેવું છે કે ઈશ્વરને માનવો તથા તેનું અવલંબન લેવું એટલા માટે પણ જરૂરી છે કે તેના વગર મનુષ્યને નૈતિક બનાવી શકાય નહિ. તે બધી જ નૈતિક વિશેષતાઓ તથા ઉચ્ચકક્ષાના આદર્શોનો પુંજ છે. આ વિશ્વાસના આધારે અવલંબન લેનાર પણ ધીમેધીમે એવો જ બની જાય છે. આપણે આપણા દૈનિક જીવનમાં પણ એવાં ઉદાહરણો જોઈએ છીએ કે ધર્મને વ્યવહારમાં અપનાવનારો માણસ નૈતિક દૃષ્ટિએ બીજા સામાન્ય લોકોની તુલનામાં ખૂબ આગળ હોય છે. વ્યક્તિગત સુખશાંતિ તથા સંતોષની બાબતમાં પણ બીજાઓથી શ્રેષ્ઠ હોય છે.

એવી કોઈ અદૃશ્ય સત્તા અવશ્ય છે, જે નીતિ તથા અનીતિનાં પરિણામોનું સારી રીતે સંચાલન કરે છે. તે નીતિપરાયણ લોકોને સુખશાંતિ આપે છે, જ્યારે અનીતિ આચરનારને દંડ કરે છે.

વિલિયમ પેટર્ન પોતાના પુસ્તક 'ધ ગ્રેટ સ્ટ્રેટેજી ઑફ ઇવોલ્યુશન' માં લખે છે, "ઈશ્વરવિશ્વાસ પોતે જ એક સર્જનાત્મક તથા રચનાત્મક શક્તિ છે, જે હંમેશાં સહયોગ તથા પારસ્પરિક સેવાનાં ફૂલ ચૂંટતી રહે છે. મનુષ્ય પોતે વિકસિત થાય છે, નીતિપરાયણ બને છે તથા બીજા લોકોને પણ એવું જ અનુકરણ કરવાની પ્રેરણા આપે છે. આ રીતે વ્યક્તિ અને સમાજ બંનેનો વિકાસ થાય છે."

એડવિન ગ્રાંડ'હ્યુમન ઇવોલ્યુશન' પુસ્તકમાં ઉપરોક્ત તથ્યને આ રીતે વ્યક્ત કરે છે, "તે મહાન સત્તા ઉપર વિશ્વાસ અને તેનાથી શરૂ થતી આત્મવિકાસ તથા સામાજિક વિકાસની પ્રક્રિયામાં ક્રમશઃ સહયોગ, સેવા, ઉદારતા તથા ચરિત્રનિષ્ઠાનાં માનવીય તથા નૈતિક તત્ત્વો વધુ પ્રમાણમાં પેદા થતાં જાય છે."

નીતિ તથા દર્શનશાસ્ત્રના પ્રખ્યાત વિદ્વાન ડ્યુરેન્ટ ડ્રેક પોતાના પુસ્તક 'ઇન્વિટેશન ટુ ફિલોસોફી' માં લખે છે, "સામાન્ય માણસ

માટે ઈશ્વર જગતનો નિર્માતા, પોષક તથા સંહારક બનીને સન્માર્ગ તથા સદાચરણ અપનાવવાની પ્રેરણા આપે છે. અસામાન્ય માણસ એ સત્તાને શ્રેષ્ઠ સિદ્ધાંતો તથા આદર્શોના પુંજના રૂપમાં જુએ છે અને એવો બનતો જાય છે. આપણે વિશ્વમાં એકતા તથા સમતાનું, સુખશાંતિ તથા આનંદનું ઝરણું વહેવડાવવું હોય, તો તેના મૂળભૂત સ્રોત તથા શ્રેષ્ઠતમ માનવીય આદર્શોના પ્રતીક એવા ઈશ્વરને અપનાવવો પડશે."

મનોવૈજ્ઞાનિક રીતે જોઈએ તો દરેક વ્યક્તિ ઇચ્છે છે કે એનો કોઈક એવો સંરક્ષક હોય કે જે સમર્થ હોય તથા મુશ્કેલીમાં તેને મદદ કરે. આવી સમર્થ સત્તા ઈશ્વર જ હોઈ શકે, જે મનુષ્યને સતત પોતાનું સૂક્ષ્મ સંરક્ષણ આપે છે. વૉલ્ટેરે આ જ મનોવૈજ્ઞાનિક હકીકતને ધ્યાનમાં રાખીને એકવાર કહ્યું હતું, "જો ઈશ્વર ન હોય, તો આપણે તેનું સર્જન કરવું પડશે કારણ કે ઈશ્વર વગર મોટાભાગના લોકોનું જીવન તુચ્છ, લાચાર અને દુખપૂર્ણ બની જશે.

કાર્લ જુંગના મતે જે રીતે બાળક માતાના ખોળામાં શાંતિનો અનુભવ કરે છે એ જ રીતે મનુષ્ય પણ ધર્મનું અવલંબન લઈને શાંતિનો અનુભવ કરે છે. માણસ જ્યારે પોતાને નિરાધાર અનુભવે છે ત્યારે કોઈ સમર્થ પિતા પર વિશ્વાસ કરીને જ તે શાંતિનો અનુભવ કરે છે.

મનોવૈજ્ઞાનિક કાર્લ જુંગનું માનવું છે કે "ધર્મની મદદથી તથા કોઈક સર્વસમર્થ સત્તાના અવલંબનથી માણસ જીવનનાં દુખદર્દોને સહન કરી શકે છે. શારીરિક તથા માનસિક સ્વાસ્થ્ય જાળવી રાખવાથી માંડીને મનુષ્યને શ્રેષ્ઠ તથા મહાન બનાવવાના બધા આધાર અધ્યાત્મમાં મોજૂદ છે."

બર્કલેએ એક જગ્યાએ કહ્યું હતું, "દર્શન તથા વિજ્ઞાન ફક્ત એટલું જ કહે છે કે ઈશ્વર અને આત્માને સાબિત કરવા માટે અમારી પાસે જરૂરી પ્રમાણોનો અભાવ છે. એનો અર્થ એ નથી કે તેમનો ઇન્કાર કરવામાં આવે અથવા તો કોઈ તાર્કિક વિરોધ ઊભો કરવામાં આવે. કોઈ તાર્કિક કે વિજ્ઞાની પાસે વિરોધ કરવા જેવું કશું છે જ નહિ."

આ પરિસ્થિતિમાં એમ પણ કહી શકાય કે "તાર્કિક દૃષ્ટિએ જે શક્ય નથી તેની સત્તા હોઈ શકે છે. તે ફક્ત દ્વિધાનું પ્રગટીકરણ છે, અસ્વીકાર કે વિરોધ નહિ."

વિકાસની માન્યતા છે, "ભૌતિક વિજ્ઞાનમાં જે વસ્તુ ક્રિયાશક્તિ છે એ જ જીવતાં પ્રાણીઓમાં ભાવનાત્મક પ્રબળતા છે. તે જ પોતપોતાનાં ક્ષેત્રોમાં ક્રમિક વિકાસની લાંબી સફર કરીને આજની સ્થિતિએ પહોંચી છે."

આ પ્રતિપાદનની બીજી રીતે પણ વ્યાખ્યા થઈ શકે છે કે કોઈ વિકાસશીલ શક્તિએ પદાર્થો અને પ્રાણીઓને આગળ વધવાની પ્રેરણા આપી છે. વિકાસવાદનાં વર્તમાન પ્રતિપાદનોની નાસ્તિકતાવાદી વ્યાખ્યા જ માન્યતા પ્રાપ્ત કરે એ જરૂરી નથી.

હવે આ તથ્યને વધારે સારી રીતે સમજવામાં તથા સ્વીકારવામાં આવ્યું છે. તેના અનુસાર આ સૃષ્ટિનાં બધાં ક્ષેત્રો પરસ્પર સઘન બનીને ટકી રહ્યાં છે અને એકબીજાનાં પૂરક બની રહ્યાં છે. ઇકોલૉજીના દરેક ક્ષેત્રમાં પારસ્પરિક તાલમેળ જોવા મળે છે. આ વિશ્વબ્રહ્માંડના બધા ઘટકો પોતાની જાતિના સભ્યો સાથે તો આદાનપ્રદાન કરી જ રહ્યા છે. એટલું જ નહિ, વિજાતીય ઘટકો સાથે પણ લેવડદેવડનો ક્રમ ચલાવે છે અને પોતાના અસ્તિત્વનું રક્ષણ કરવાથી માંડીને વિશ્વની વ્યવસ્થામાં પણ યોગદાન આપે છે.

દલીલોથી આત્મા, પરમાત્મા, નીતિમત્તા અને ઉત્કૃષ્ટતાનું સમર્થન કેટલા અંશે થાય છે એમાં પણ અસમંજસ છે, પરંતુ હવે એ પ્રતિપાદન સ્પષ્ટ બની રહ્યું છે કે તર્ક તથા તથ્યોથી ઉપર પણ એક ઉચ્ચકક્ષાના વિધાન અને અનુશાસનની સત્તા છે. કોઈ વિદ્વાને સાચું જ કહ્યું છે કે સંસારમાં વિદ્વાનોની સંખ્યા વધતી જોઈને તો પ્રસન્નતા થાય છે, પરંતુ દુખ એ છે કે જ્ઞાનીઓ ઝડપથી નષ્ટ થતા જાય છે. વિદ્વાન અને જ્ઞાની વચ્ચેનો તફાવત બતાવતાં ચીનના દાર્શનિક લાઓત્સે કહેતા હતા, "જે પોતાને જાણે છે તે જ્ઞાની છે અને જે બીજાઓને જાણે છે તે વિદ્વાન છે. પોતાની બાબતમાં વધતું અનાડીપણું જ મનુષ્યને ગૂંચવણમાં નાખે છે સમાજને મુશ્કેલ સમસ્યાઓમાં જકડતું જાય છે."

'મેન ધ અનનોન' પુસ્તકના લેખક વિજ્ઞાની એલેક્સિન કેટેલે લખ્યું છે, "માનવીના શરીરનું રાસાયણિક વિશ્લેષણ સરળ છે. અવયવોનાં કાર્યો સમજવામાં પણ સફળતા મળી છે. વિચારનારું મગજ પણ કઈ તરફ ચાલે છે અને કેવી રીતે પડખાં બદલે છે તેની પણ શોધ થઈ રહી છે, પરંતુ તેની મૂળ સત્તામાં વિદ્યમાન 'માનવ' ની ખબર લેનારો કોઈ ધણીધોરી જોવા મળતો નથી. સભ્યતા અને સંપત્તિનો વિકાસ થઈ રહ્યો છે, પરંતુ મનુષ્યનું પછાતપણું એવું ને એવું જ છે. માણસે દુનિયાને પોતાને યોગ્ય બનાવી, પરંતુ તે પોતાના માટે પારકો બની ગયો છે. સૂનાપણાનું દબાણ વધી રહ્યું છે.માણસ ભીડથી દૂર જઈને જુએ છે ત્યારે તેને લાગે છે કે તે કોઈનો નથી અને કોઈ તેનું નથી. આ પોતાપણાની ઊણપ એટલી મોટી છે કે કહેવાતી પ્રગતિનાં બધાં સમીકરણો ભેગાં મળીને પણ તે પૂરી કરી નહી શકે."

મનુષ્યના એકેએક ખંડનું ચિંતન તથા વિશ્લેષણ ચાલી રહ્યું છે. તેના અસ્તિત્વના એક એક ભાગને સમગ્ર શાસ્ત્રનું રૂપ આપવામાં આવ્યું છે. શરીરશાસ્ત્ર, મનઃશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર જેવા ખંડોની જાણકારી ઉપયોગી છે, પણ સમગ્ર માનવને સમજ્યા વગર તથા તેની મૂળ પ્રકૃતિ અને પ્રવૃત્તિ પર ધ્યાન આપ્યા વગર એકાંગી સમાધાનોથી કોઈ ફાયદો થવાનો નથી. "સાત સાંધીએ ત્યાં તેર તૂટે" તો તે મરામતથી કેવી રીતે કામ ચાલે ? વિજ્ઞાનની શોધોએ માણસની જરૂરિયાતોને પૂરી કરીને તેની જાણકારી વધારી છે, પરંતુ એ મહાવિદ્યા તરફ તે ઉદાસીન છે, જેને સમગ્ર માનવનું વિવેચન - 'સાયન્સ ઑફ મેન ' તથા 'સાયન્સ ઑફ સોલ' કહી શકીએ છીએ.

વૈજ્ઞાનિકોએ સંશોધનમાં પોતાનું જીવન ખર્ચી નાખ્યું. મજૂરોએ પરસેવો પાડીને વિશાળકાય નિર્માણ કર્યાં છે. એન્જિનિયરોની તન્મયતાથી નિર્માણની યોજનાઓ બની છે. કલાકારો પોતાની ચેતનામાં ભાવતરંગોને ઓગાળીને હાજર રહેલા લોકોને મંત્રમુગ્ધ કરે છે. આત્મવિજ્ઞાનીઓ પોતાના ચિંતન અને કર્મનો સમન્વય કરીને પોતાના વ્યક્તિત્વને એક સફળ પ્રયોગશાળાના રૂપમાં જો રજૂ કરી શકે, તો સામાન્ય લોકોમાં પણ એના માટે ઉત્સાહ પેદા થશે. જો લક્ષ્ય ઊંચું હોય અને સંકલ્પ પ્રખર હોય, તો મનુષ્ય માટે મોટામાં મોટો ત્યાગ કરવો અઘરો નથી. ચિંતન અને વ્યવહારનો સમન્વય કરતી આદર્શવાદી આસ્થાઓની સ્થાપના જ આપણા આ યુગની મહાન ક્રાંતિ હોઈ શકે. એનાથી ઉજ્જવળ ભવિષ્યની આશા બંધાશે. એનું નેતૃત્વ કરવા માટે એવા આગેવાનોની જરૂર છે કે જે લોકશિક્ષણ માટે સૌથી પ્રભાવશાળી ઉપાય એવા આદર્શોને અનુરૂપ પોતાનું આત્મનિર્માણ કરે અને પ્રગટેલા દીપક દ્વારા બીજા દીપકોને પ્રગટાવવાની પરંપરાની સ્થાપના કરે.

મનુષ્ય સમાજનો એક મૂલ્યવાન ઘટક છે. તેના પ્રયાસોનું પરિણામ તેના એકલા સુધી જ મર્યાદિત રહેતું નથી, પરંતુ અનેક લોકો તેમાં ભાગીદાર હોય છે. સમુદ્રની લહેરો એકબીજાને પ્રભાવિત કરે છે એ જ રીતે માણસ પણ બીજા માણસ પર પોતાનો પ્રભાવ પાડે છે. ખરાબ માણસ ખોટાં કામ કરીને પોતે એનાં ખરાબ પરિણામો ભોગવે, તો એમાં ચિંતા કરવા જેવું કશું નથી, પરંતુ મહત્ત્વની વાત એ છે કે તેના દરેક કાર્યની બીજા લોકો પર સારી કે ખરાબ પ્રતિક્રિયા થાય છે. સારો માણસ સારી પરંપરા પેદા કરીને અસંખ્ય લોકોને કોઈ ને કોઈ રીતે સુખી બનાવે છે તથા ઊંચે ઉઠાવે છે. આનાથી ઊલટું, દુર્બુદ્ધિવાળો મનુષ્ય પોતાના દુષ્ટ ચિંતન અને હલકા ચરિત્રથી કેટલાય લોકોને કષ્ટકારક પરિસ્થિતિઓમાં ધકેલે છે, તેથી જો સુખશાંતિભરી પરિસ્થિતિની સ્થાપના કરવી હોય, તો માણસના અંતરને શુદ્ધ અને પવિત્ર બનાવવા માટે પ્રખર પ્રયત્નો કરવા પડશે. લોકોને માર્ગદર્શન આપવાનું કામ ભલે ચાલે, પણ તેમના આત્મા પર ચઢેલા કુસંસ્કારોના જાડા પડને હઠાવવાનું પણ ધ્યાન રાખવું અનિવાર્ય છે.

ભારતીય દર્શનમાં, અધ્યાત્મવિજ્ઞાનમાં એવી તમામ વિશેષતાઓ મોજૂદ છે કે જેનું અવલંબન લઈને માણસ પોતાને પવિત્ર અને શ્રેષ્ઠ બનાવી શકે છે. તેવા ઉત્તમ વ્યક્તિત્વવાળા મનુષ્યો જ બીજા લોકો, સમાજ અને વિશ્વને પ્રકાશ તથા પ્રસન્નતા આપી શકે છે. અત્યારના યુગમાં એવા માનવોની જ જરૂર છે.

*

# તથ્યો તથા તર્કોથી પ્રમાણિત પરબ્રહ્મની શક્તિ

ઈશ્વર છે પણ દેખાતો નથી. વિજ્ઞાન એવો દુરાગ્રહ રાખે છે કે જે દેખાતું નથી તેને કઈ રીતે માની શકાય ? ઉપરછલ્લી દૃષ્ટિએ તેમનો આ પ્રશ્ન સાચો પણ લાગે છે, પરંતુ જ્યારે ઊંડા ઊતરીએ તો લાગે છે કે એ બધા પ્રશ્નો પાયા વગરના છે. ઈશ્વર, પરબ્રહ્મ, પરમાત્મા, ભગવાન આ બધાં નામ એ નિયામક સત્તાનાં છે, જે આસ્તિકતાવાદી લોકોએ પોતપોતાના ચિંતનને અનુરૂપ પાડ્યાં છે. કોઈએ ભગવાનને ભાવસંવેદનાની પરાકાષ્ઠાના રૂપમાં જોયા છે, તો કોઈએ ક્રિયાની પ્રતિક્રિયાના સિદ્ધાંતના રૂપમાં જોયા છે. કેટલાકે તેમને અનુશાસન તથા મર્યાદાના આધારે સૃષ્ટિનાં કાર્યોની વ્યવસ્થા કરનાર પરબ્રહ્મના રૂપે માન્યા છે. કોઈ તેમને સૃષ્ટિનું સર્જન કરનાર એક કુશળ કારીગર, બુદ્ધિકૌશલ્યથી સંપન્ન તથા ભાવપૂર્ણ કલાકારના રૂપમાં જાણે છે, તો કોઈ તેમને પોતાના આરાધ્યદેવ બનાવીને શ્રેષ્ઠ સદ્ગુણોનો સમુચ્ચય કહે છે.

ઈશ્વરના અસ્તિત્વ તથા સાર્વભૌમ નિયમ વ્યવસ્થા પ્રત્યે હકારાત્મક દૃષ્ટિકોણ રાખવો તે માનવીય સભ્યતાના અસ્તિત્વ તથા અભ્યુદય માટે ખૂબ અનિવાર્ય છે. આ હકીકતને બધા ચિંતકો, વિદ્વાનો તથા વૈજ્ઞાનિકોએ સ્વીકારી છે.

વિજ્ઞાનક્ષેત્રના ઋષિ આઇન્સ્ટાઇને ઈશ્વરના અસ્તિત્વ સંબંધી પ્રશ્નોનો ઉત્તર આપતાં તેમને મળવા આવનારને કહ્યું હતું, "મારી દૃષ્ટિએ ઈશ્વર આ સંસારમાં વ્યાપેલો એક મહાન નિયમ છે. મારી માન્યતા અનુસાર ઈશ્વર અંતિમ સત્ય છે. જો કે તેનું સ્પષ્ટ રૂપ નક્કી કરવું તે આજની સ્થિતિમાં અત્યંત મુશ્કેલ છે. તેની શોધ ચાલુ છે. અંતિમ સત્યની શોધ જ વિજ્ઞાનનું પરમ લક્ષ્ય છે. પોતાના માર્ગે આગળ વધતા વિજ્ઞાને જે તથ્યો શોધ્યાં અને સત્યનો સ્વીકાર કર્યો છે એમને

જોતાં ભવિષ્ય ઉજ્જવળ જ જણાય છે.'' શરૂઆતથી જ આઇન્સ્ટાઇન એક એવી ફોર્મ્યુલાની શોધમાં હતા, જેનાથી જડ અને ચેતનની ભિન્નતાને એક કરી શકાય. તેમનું માનવું હતું કે ''પ્રકૃતિ પોતે પૂર્ણ નથી. તેને પુરુષ દ્વારા પ્રેરિત, પ્રોત્સાહિત અને ફળવતી કરવામાં આવી રહી છે. આ યુગમાં જ્યાં સુધી સિદ્ધ ન થાય ત્યાં સુધી વિજ્ઞાનનાં કદમ લથડતાં જ રહેશે. એ પ્રમાણિત થશે ત્યારે પરબ્રહ્મનું અસ્તિત્વ આપોઆપ જ સિદ્ધ થઈ જશે.'' આઇન્સ્ટાઇન ખોટા નહોતા. તેમણે કહ્યું હતું, ''ઈશ્વર કદાપિ પાસા ફેંકતો નથી.'' એટલે કે ઈશ્વરની વ્યવસ્થામાં સંયોગનું કોઈ સ્થાન નથી. આ તથ્ય તેમણે ભૌતિક વિજ્ઞાનના માધ્યમથી સિદ્ધ કરીને પણ બતાવ્યું.

મહાત્મા ટૉલ્સ્ટોયે લખ્યું છે, ''મેં પહેલાં અનેક દલીલો દ્વારા ઈશ્વરના અસ્તિત્વને સિદ્ધ કરવા ઇચ્છ્યું, પરંતુ તેનાથી તેમનો બોધ ન થયો, પણ એનાથી મને એક વાત સમજાઈ ગઈ કે આ સંસારનું કારણ દેશકાળની જેમ કોઈ વસ્તુ નથી. જો હું છું તો એનું પણ કોઈક કારણ અવશ્ય હશે. આ કારણ કોઈક આદિ કારણ ઉપર આધારિત હશે. સંપૂર્ણ સૃષ્ટિનું જે મૂળ કારણ હશે તેને જ લોકોએ ઈશ્વર કહ્યો છે. આ વિચાર મને ગમી ગયો છે અને એને જ સમજવા માટે હું સમગ્ર પ્રયત્ન કરી રહ્યો છું. આ પ્રશ્નોનો ઉકેલ લાવવામાં હું જેટલો ગૂંચવાતો ગયો એટલી જ એક વાત મારી બુદ્ધિમાં સ્થિર થતી ગઈ કે આ જગતનો એક સ્રષ્ટા છે. તે જ આ સંસારનું પાલન કરે છે. આ વિશ્વાસે મારી ક્ષુદ્રતાને પ્રગટ કરી દીધી. ત્યારથી હું નિરંતર પરમેશ્વરને પ્રાર્થના કરું છું કે હે પ્રભુ ! મને શક્તિ આપો, જ્ઞાન આપો કે જેથી મારા જીવનની ગતિ અટકે નહિ.''

પ્રસિદ્ધ દાર્શનિક પ્લેટોની ઈશ્વર વિશેની માન્યતા પણ લગભગ આવી જ હતી. તેઓ કહેતા હતા, ''ઈશ્વર ભલાઈનો

વિચાર છે. સંસારના દરેક માણસને તથા જીવજંતુઓને પણ ભલાઈની જ ઇચ્છા રહે છે. જ્યાં ભલાઈ હોય છે ત્યાં આનંદ રહે છે."

ભૌતિકવિજ્ઞાન વાસ્તવમાં પરમાત્માના અસ્તિત્વનું ખંડન નથી કરતું, પરંતુ તે તેને સિદ્ધ કરવામાં મદદરૂપ બન્યું છે. વિજ્ઞાનની ઉચ્ચ ભૂમિકાએ ન પહોંચવાના કારણે આજે કેટલાક લોકો એવી ભ્રામક માન્યતાઓ ફેલાવે છે તે જુદી વાત છે. જે વૈજ્ઞાનિકોએ તથ્યની ઊંડી શોધ કરી છે તે બધાએ એમ માન્યું છે કે પદાર્થ જડ છે અને આત્મા ચેતનયુક્ત જ્ઞાનમય દ્રવ્ય છે. આ બંનેના ગુણોમાં અસમાનતા છે. આત્માની શક્તિ પદાર્થની શક્તિ કરતાં ખૂબ મોટી છે. આ મહાન શક્તિ પોતે વિરાટ શક્તિપુંજનું એક અંગ માત્ર છે.

આ સદીની શરૂઆતથી જ અનેક ભૌતિક વિજ્ઞાનીઓના ચિંતનમાં ઈશ્વરસંબંધી માન્યતામાં ફેરફાર થતો જોવા મળ્યો છે. જુલાઈ, ૧૯૩૬માં કલકત્તાથી પ્રકાશિત 'ધ મોડર્ન રિવ્યુ' માં સર એ.એસ. એડિંગ્ટન તથા પ્રો. આલ્બર્ટ આઇન્સ્ટાઇનના આત્મજ્ઞાન સંબંધી વિચારો ટાંકવામાં આવ્યા હતા તે આ પ્રમાણે છે -

"સંસારમાં કોઈ અજ્ઞાત શક્તિ કામ કરી રહી છે, જેને આપણે જાણતા નથી કે તે કઈ છે, એમ છતાં એટલું તો સ્પષ્ટ છે કે તે ખૂબ શક્તિશાળી છે. હું ચેતનાને મુખ્ય માનું છું. આ આત્માના વિષયમાં મને મારા મતમાંથી કોઈ વિચલિત કરી શકે નહિ."

"હું વિશ્વાસપૂર્વક કહી શકું છું કે સમગ્ર પ્રકૃતિમાં એક અપાર શક્તિશાળી ચેતનશક્તિ કામ કરી રહી છે."

વિશ્વવિખ્યાત વૈજ્ઞાનિક ડૉ. ગોલનો મત છે કે "વિશ્વમાં ફક્ત એક જ વિખ્યાત તત્ત્વ છે. જે જુએ છે, અનુભવ કરે છે, પ્રેમ કરે છે, વિચાર કરે છે તથા સ્મૃતિ ધરાવે છે."

"જેમ મનુષ્ય બે દિવસોની વચ્ચે આવતી રાત્રિમાં સ્વપ્ન જુએ છે, એ જ રીતે મનુષ્યનો આત્મા પણ મૃત્યુ તથા પુનર્જન્મની વચ્ચે જુદી જુદી સાંસારિક ક્રિયાઓ કરે છે." સર ઑલિવર લૉજે આ શબ્દોમાં આત્માના અસ્તિત્વ પર પ્રકાશ પાડ્યો છે.

થોડાક દિવસો પહેલાં આ વાત વિશે વૈજ્ઞાનિકોમાં બહુ લાંબી ચર્ચા થઈ હતી અને આત્માના અસ્તિત્વ વિશે એમના મત લેવામાં આવ્યા હતા. એ મતોને 'ધ ગ્રેટ ડિઝાઇન' નામના પુસ્તકમાં પ્રકાશિત કરવામાં આવ્યા છે. પુસ્તકમાં ઉપસંહાર રૂપે લખવામાં આવ્યું છે - "આ સંસાર કોઈ આકસ્મિક ઘટના નથી. એવું લાગે છે કે તેની પાછળ એક સુનિયોજિત વિધાન ચાલી રહ્યું છે. એક શક્તિશાળી મગજ, એક ચેતનાશક્તિ કામ કરી રહી છે. પોતપોતાની ભાષામાં તેનું નામ ભલે ગમે તે રાખવામાં આવે, પણ તે મનુષ્યનો આત્મા જ છે."

આ ઉપરાંત જે.એન. થોમ્સન, જે.બી.એમ. હેલ્ડન, પી. ગોઈડેસ, આર્થર એચ. ક્રોમ્પ્ટન, સર જેમ્સ જીન્સ વગેરે વૈજ્ઞાનિકોએ પણ આત્માના અસ્તિત્વનો સ્વીકાર કર્યો છે. તેના પ્રત્યક્ષ જ્ઞાનનાં સાધનોનો પશ્ચિમના દેશોમાં ભલે અભાવ હોય, પરંતુ વિચારવાન અને બુદ્ધિશાળી મનુષ્ય માટે એવો અનુભવ કરવો અઘરો નથી કે આ જગત ફક્ત વૈજ્ઞાનિક તથ્યો સુધી જ સીમિત નથી, પરંતુ તેમને નિયંત્રિત કરનારી કોઈક ચેતના પણ અવશ્ય કામ કરી રહી છે. તેને જાણવી મનુષ્ય માટે ખૂબ જરૂરી છે.

નિયંત્રિત અને નિયામક વ્યવસ્થા અને વ્યવસ્થાપકના ન્યાયથી પણ ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. બધા એવું તો માને છે કે કોઈપણ કામનો કર્તા, દરેક રચનાનો કોઈ કલાકાર તો અવશ્ય હોય છે. આગ્રાનો તાજમહાલ દુનિયાની અજાયબીઓમાંનો એક છે. તેના નિર્માણમાં દરરોજ વીસ હજાર મજૂરો કામ કરતા હતા.

ઈતિહાસકારોના મતે તેનો ખર્ચ છ કરોડ રૂપિયા થયો હતો. તેના નિર્માણમાં સાડા અઢાર વર્ષ લાગ્યાં હતાં. તેમાં રાજસ્થાનથી મંગાવેલો આરસપહાણ, તિબેટના નીલમ મણિ, શ્રીલંકાના સિપાસ્લાજુલી મણિ, પંજાબના હીરા તથા બગદાદનાં રત્નો લગાવવામાં આવ્યાં હતાં. આટલી બધી વ્યવસ્થા કરવામાં અને સાધનસામગ્રી ભેગી કરવામાં એક વ્યક્તિની બુદ્ધિ તથા વૈભવ કામ કરી રહ્યો હતો. તે હતો શાહજહાં. તાજમહેલની રચનાની સાથે શાહજહાં પણ અમર થઈ ગયો. અહીં ઔચિત્ય કે અનૌચિત્યની ચર્ચા નથી, પરંતુ એ બતાવવામાં આવી રહ્યું છે કે કોઈ સ્થાપનાની સાથે તેના નિર્માતાનું હોવું આપોઆપ જ સિદ્ધ થઈ જાય છે. કોરિયાનું મેમોલિયમ સંસારનું એક બીજું આશ્ચર્ય છે. બાસઠ હાથ લાંબી અને એટલી જ પહોળી દીવાલોની વચ્ચે ચાલીસ ચાલીસ હાથ ઊંચા છત્રીસ થાંભલા છે. તે નીચેથી જાડા અને ઉપર જતાં ક્રમશઃ પાતળા થતા જાય છે. સીડીનાં પગથિયાંમાં નીચેથી ઉપર સુધી આરસપહાણની અદ્‌ભુત મૂર્તિઓની સજાવટ છે. પ્રસિદ્ધ કલાકાર પાઈથિસીસ અને માટીરામ દ્વારા બનેલું આ સમાધિમંદિર ફક્ત એક જ વ્યક્તિની ઇચ્છાના કારણે બન્યું હતું. તે હતી ત્યાંની મહારાણી આર્ટીમિસિયા.

વીસ લાખ રૂપિયાના ખર્ચે બનેલી પચીસ ફૂટ ઊંચી ઑલિમ્પિયાની જ્યુપીટરની મૂર્તિ એથેન્સના સમ્રાટ પેરાક્લિસની ઇચ્છાનું પ્રગટ રૂપ છે. ઇફિસાસનું ડાયેના મંદિર ચાંદફિનની કલ્પનાનું સાકાર રૂપ છે, તો અજંતાની ૨૯ ગુફાઓમાં પાંચ મંદિરો અને ૨૪ બૌદ્ધવિહારોમાં પ્રવરસેન યુગના આચાર્ય સુનંદનું નામ અંકિત છે. સિકંદરિયાની દીવાદાંડી સિકંદરના સંકલ્પનું મૂર્તિમંત રૂપ છે. બસો ત્રેસઠ હાથના ઘેરાવામાં બાવીસ ફૂટ ઊંચા નક્કર થાંભલા રૂપે તેને ઊભી કરવામાં આવી છે. બેબિલોનની સામ્રાજ્ઞીએ રોમનું કોલોસિયસ બનાવડાવ્યું

હતું. પીઝાનો મિનારો, ર્‌હોડ્‌સની પિત્તળની મૂર્તિ, મિસરના પિરામિડ, ચાર્ટેસનું દેવળ, ડેવિડ મોસેસ સિસ્ટાઇન ચેપલ પિયેટાની મૂર્તિઓ, એફિલ ટાવર (પેરિસ), અમેરિકાનું વ્હાઇટ હાઉસ, દિલ્હીનો લાલ કિલ્લો વગેરે જેટલી પણ સર્વશ્રેષ્ઠ રચનાઓ છે તેમના સર્જક વિકસિત મગજવાળા અને ભાવસંપન્ન આત્માઓ જ હતા. સંસારમાં કોઈપણ નિર્માણ આપોઆપ થતું નથી. કોઈપણ રચનાની સાથે તેના રચનાકારનું નામ અભિન્ન રૂપે જોડાઈ જાય છે. સૃષ્ટિ પર પણ આ જ તથ્ય લાગુ પડે છે.

પૂર્વના દર્શનની માન્યતા છે કે દરેક કામનો કોઈક કર્તા હોય છે. કુટુંબના વડાના હાથમાં સમગ્ર ગૃહસ્થીનું નિયંત્રણ હોય છે. મિલો તથા કારખાનાંની દેખરેખ માટે મેનેજર હોય છે. રાજ્યપાલ રાજ્યનું સંચાલન કરે છે, રાષ્ટ્રપતિ આખા રાષ્ટ્રના સ્વામી હોય છે. જેના હાથમાં જેવી વ્યવસ્થા હોય છે એને અનુરૂપ તેને અધિકારો પણ મળે છે. અપરાધીઓને દંડ કરવો, તમામ પ્રજાનું પાલનપોષણ કરવું, તેમને ન્યાય અપાવવો વગેરે કાર્યો માટે તેમને સત્તા મળેલી હોય છે. જો તેમને એ સત્તા આપવામાં ન આવે તો લોકો સ્વેચ્છાચાર, છળકપટ તથા નિર્દયતાભર્યો વ્યવહાર કરવા માંડે. ન્યાયવ્યવસ્થા માટે સત્તા અને સત્તાવાન હોવા અનિવાર્ય છે.

આટલો મોટો સંસાર એક નિશ્ચિત વ્યવસ્થા પ્રમાણે ખૂબ સારી રીતે ચાલી રહ્યો છે. સૂર્ય રોજ એના સમયે ઊગે છે, ચંદ્ર તેની કળાઓમાં ભૂલ કરતો નથી, ઋતુઓ સમયસર આવે છે અને બદલાતી રહે છે, આંબા પર વસંત ઋતુમાં જ મોર આવે છે, કેસૂડાં ગરમીમાં જ ખીલે છે, સમુદ્રના પાણીની વરાળ બને ત્યારે જ ચોમાસું આવે છે. આમ સમગ્ર પ્રકૃતિ અને સમગ્ર સંસાર એક ચોક્કસ વ્યવસ્થાથી ચાલી રહ્યાં છે. તેમાં જો જરાક ભૂલ થાય, તો મોટી સમસ્યા ઊભી થાય

છે. જો કોઈ તારો પોતાની કક્ષામાંથી સહેજ પણ આઘોપાછો થયો, તો બીજા તારા સાથે અથડાઈને તે નષ્ટ થઈ જાય છે. એ જ રીતે આપણા જીવનક્રમમાં જો થોડીક ભૂલ થાય, તો રોગ તથા અકાળ મૃત્યુ થઈ જાય છે. આટલા મોટા સંસારનો નિયામક એવો પરમાત્મા ખરેખર ખૂબ શક્તિશાળી છે. જો સત્તાવાન ન હોય, તો તેની વાત કોણ સાંભળે ? જો દંડ દેવામાં તેણે ભૂલ કરી હોત તો નિયમિતતા, અસ્તવ્યસ્તતા વગેરે ચારેય બાજુ ફેલાઈ ગયાં હોત. પરમાત્માની નજર ચૂકવીને કોઈપણ માણસ પાપ કે અત્યાચાર કરી શકતો નથી. તેઓ ખૂબ કઠોર છે. દુષ્ટોને કદાપિ માફ કરતા નથી. તેથી વેદમાં કહ્યું છે –

**યસ્યેમે હિમવન્તો મહિત્વા યસ્ય સમુદ્રં રસયા સહાહુઃ।**
**યસ્યેમાઃ પ્રદિશો યસ્ય બાહુ કસ્મૈદેવાય હવિષાવિધેમ॥**

– ઋગ્વેદ ૧૦/૧૨૧/૪

હે મનુષ્યો ! બરફથી છવાયેલા પહાડો, નદીઓ, સમુદ્રો વગેરે જેના મહિમાનાં ગુણગાન ગાય છે, દિશાઓ જેની ભુજાઓ છે એવા વિરાટ વિશ્વપુરુષ પરમાત્માને આપણે કદાપિ ન ભૂલીએ.

મનોવિજ્ઞાનના આધારે પણ એ સાબિત થાય છે કે પરમસત્તાના અસ્તિત્વનો સ્વીકાર કર્યા વગર વિચારશક્તિ તથા સંકલ્પબળ જેવી માણસની અમૂલ્ય વિભૂતિઓનો વિકાસ થતો નથી. માનવશરીર વિશે જરા ઊંડાણથી વિચાર કરીએ તો સમજાશે કે અત્યાર સુધી જેણે યથાસમયે આટલી સહાયતા કરી છે, જન્મથી પહેલાં જ તાજા દૂધની વ્યવસ્થા જેણે કરી રાખી છે, માતાના રૂપમાં ધોબી, ભંગી, ડૉક્ટર, નર્સ, આયા તથા ભરપૂર પ્રેમ કરનારી ચોવીસ કલાકની એક પગાર વગરની સેવિકા જેણે નિયુક્ત કરી રાખી છે એવી એક પરમસત્તા આ સૃષ્ટિમાં વિલસી રહી છે. દરેક અવસરે જેની મદદ મળે છે અને ભવિષ્યમાં પણ મળશે તથા પોતાનું ભવિષ્ય ઉજજવળ બનશે એવો

વિશ્વાસ રાખનાર વ્યક્તિ કદાપિ નિરાશ થતી નથી. તેની હિંમત કદાપિ તૂટતી નથી. આસ્તિકતાના આધારે આપણી હિંમત વધે છે અને આપણું દિલ સાહસિક શૂરવીરો જેવું બની જાય છે.

આસ્તિક મનુષ્ય પરમાત્માની અનંત અનુકંપાનો હરઘડી અનુભવ કરતો રહે છે. વાસ્તવમાં માણસને તેના તરફથી એટલાં બધાં અનુદાનો મળ્યાં છે કે એકેએક પર વિચાર કરતાં એવું લાગે છે કે જાણે તેણે સૃષ્ટિની બધી જ વિભૂતિઓ આપણા પોતાના માટે બનાવી રાખી છે અને વસ્તુઓનો ઉપયોગ કરવાની પૂરેપૂરી છૂટ આપી છે. ઊછળતી કૂદતી નદીઓ, શાંત સરોવરો, હસતાં સુગંધીદાર ફૂલો, કલબલ કરતાં પક્ષીઓ, ગરજતાં વાદળો, લહેરાતી હરિયાળી, ગગનચુંબી પર્વતો એમ જ્યાં પણ નજર નાખો ત્યાં પ્રકૃતિનું અનંત સૌંદર્ય વિખરાયેલું જોવા મળે છે અને કોઈપણ માણસ તેની ઇચ્છા પ્રમાણે તેનો પૂરેપૂરો આનંદ લઈ શકે છે.

આપણી આંખો સ્વયં પ્રકાશિત જ્યોતિથી પ્રકાશવાન હોય છે, એમ છતાં પણ તે પોતાને જોઈ શકતી નથી. હાથ માટે તો આંખોની જ્યોતિને જોવી અશક્ય છે. જડપદાર્થોથી બનેલી ઇન્દ્રિયો એટલે કે યાંત્રિક સાધનોથી એ પરમ જ્યોતિને કેવી રીતે જોઈ શકાય ? આ અશક્ય હોવાના કારણે જ જો ઈશ્વરની સત્તાને માનવાનો ઇન્કાર કરવામાં આવે, તો જુદી વાત છે. જો સૂક્ષ્મ અને સ્થૂળની અનુભૂતિ કરવા માટે પ્રત્યક્ષ સાક્ષી ન બનવાની વાતને સ્વીકારવામાં આવે તો ઈશ્વરના અસ્તિત્વની અનુભૂતિ ડગલે ને પગલે થઈ શકે છે. જડ દ્વારા જડનું જ માપ થઈ શકે છે. ચેતનતત્ત્વ જ ચેતનની અનુભૂતિ કરી શકે છે. પવિત્ર અને શુદ્ધ આત્મા જ પોતાના અંતરમાં વિદ્યમાન એક એવી સત્તાનો અનુભવ કરી શકે છે કે જે નિરંતર તેને ઊંચે ઊઠવાનું અને આગળ વધવાનું આહ્વાન કરે છે.

સંસારના વ્યાપાર પર નજર કરતાં સમજાય છે કે પ્રજનન એ જીવજગતમાં થતી એક સહજ પ્રક્રિયા છે, પરંતુ એના ઉપર પણ નિયામક સત્તાનું પરોક્ષ નિયંત્રણ છે. ભૂંડ, કૂતરાં વગેરે જીવો પોતાના જીવનકાળમાં પચાસ - સો બચ્ચાં પેદા કરે છે. માખી, મચ્છર, માછલી, કીડી, ઉધઈ વગેરે તો સેંકડો ઈંડાં મૂકે છે. મરઘીને જુઓ, તે પણ પોતાના જીવનકાળ દરમિયાન સેંકડો ઈંડાં મૂકતી હશે. આ ઉત્પાદન ક્રમ જો નિર્બાધ ગતિથી ચાલતો રહે, તો થોડાંક વર્ષોમાં જ તેમનાં બચ્ચાંથી આખી ધરતી છવાઈ જાય અને બીજાં પ્રાણીઓને ઊભા રહેવાની જગ્યા પણ ના બચે, પરંતુ કોઈ સૂક્ષ્મ સત્તા આ વૃદ્ધિને નિયંત્રિત કરવા માટે રોગ, યુદ્ધ, દુકાળ વગેરે દ્વારા તેમની સંખ્યાને કાબૂમાં રાખે છે. જો આવું ના થાત તો કરોડો વર્ષોથી જીવતાં આવતાં પ્રાણીઓ અત્યાર સુધીમાં એટલાં બધાં વધી ગયાં હોત કે તેમને બીજા કોઈ લોકમાં મોકલવા સિવાય બીજો કોઈ ઉપાય ન રહે.

જે ઋતુમાં જે રોગ હોય છે તેનું શમન કરનારી જડીબુટ્ટીઓ પણ તે ઋતુમાં થાય છે. ફળ, શાક અને અનાજની બાબતમાં પણ આવું જ છે. ઋતુની જરૂરિયાત પ્રમાણે જ વનસ્પતિ તથા ફળફૂલ પેદા થાય છે. લોકો જ્યાં રહેતા હોય ત્યાંની આબોહવા, અનાજ, શાક તથા ઔષધિઓ તેમને અનુકૂળ આવે છે. આ કાર્ય કોઈ ખૂબ વિચારશીલ શક્તિ વગર થઈ જ ન શકે.

નાસ્તિકતામાં માનનાર ચિંતકોએ પણ એક યા બીજી રીતે આસ્તિકતાનું જ સમર્થન કર્યું છે. નીત્સેએ કહ્યું હતું કે ઈશ્વર મરી ગયો છે, પરંતુ આટલું કહ્યા પછી તેના પ્રૌઢ ચિંતને તેને એ સ્વીકારવા માટે લાચાર બનાવી દીધો કે તેની કલ્પનાનો ઈશ્વર ભલે મરી ગયો હોય, પરંતુ તેનું સ્થાન ખાલી પડવાથી જે શૂન્યતા ઉત્પન્ન થશે તેને સહેલાઈથી ભરી શકાય નહિ. ઉદ્દેશ્ય, આદર્શ તથા નિયંત્રણ દૂર થઈ

જાય, તો મનુષ્ય જે કાંઈ કરી બેસે તે ઈશ્વરવાદી ભ્રાંતિઓ કરતાં વધારે દુખદાયક જ સાબિત થાય.

નીત્સેએ તેનો સમાધાનકારક જવાબ 'અતિમાનવ' નું લક્ષ્ય રજૂ કરીને આપ્યો છે. "મનુષ્યે પોતાની ઇચ્છાશક્તિને એટલી મજબૂત બનાવવી જોઈએ કે તે તેના વ્યક્તિત્વને અતિમાનવ સ્તરનું બનાવી શકે. એ નિખરેલું વ્યક્તિત્વ એટલું પ્રચંડ હોવું જોઈએ કે લોકપ્રવાહની સાથે ચાલતી વિકૃતિઓ પર નિયંત્રણ સ્થાપવાનાં સાધનો એકત્ર કરી શકે. મનુષ્યજીવનનું લક્ષ્ય અતિમાનવના રૂપમાં વિકસિત થવું જોઈએ, જે સંકલ્પોના માર્ગમાં આવતા દરેક અવરોધનું નિરાકરણ કરી શકે. સામાજિક જીવનમાં તેણે એટલા પ્રતિભાશાળી અને સાધનસંપન્ન બનવું જોઈએ કે પ્રચલિત અનિચ્છનીય બાબતો ઉપર તે નિયંત્રણ સ્થાપી શકે." નીત્સેનો આ અતિમાનવ એક યા બીજી રીતે વિચારપ્રેરણાના રૂપમાં અંતઃકરણમાં હંમેશાં મોજૂદ રહેતો ઈશ્વર જ છે. પ્રસુપ્તિમાંથી જાગવાથી એ જ મનુષ્યનો કાયાકલ્પ કરીને તેને ઊંચે ઉઠાવીને ક્યાંથી ક્યાં પહોંચાડી દે છે.

અત્યારે સૃષ્ટિ તથા તેમાં પણ સર્વશ્રેષ્ઠ કૃતિ એવા મનુષ્યને જોઈને એવું લાગે છે કે તે મૂર્તિકારે આ મૂર્તિને બનાવવામાં પોતાની સમગ્ર ક્લાનો ઉપયોગ કર્યો છે. ઈશ્વર કેટલો મહાન અને અદ્‌ભુત છે તે જો જોવું અને જાણવું હોય, તો તેની કલાકૃતિ એવા માણસને બારીકાઈથી જોવો જોઈએ. તેના કણકણમાં જે સુંદરતા રહેલી છે અને ગૌરવ ટપકે છે તે અદ્‌ભુત છે. આવું સર્વાંગસંપૂર્ણ સર્જન વિશ્વબ્રહ્માંડમાં બીજે ક્યાંય જોવા નહિ મળે.

ઈશ્વરનું અરમાન પૂરું થઈ ગયું અને તેનાં કાર્યો પણ પૂરાં થઈ ગયાં. હવે આપણું કર્તવ્ય શરૂ થાય છે કે ભગવાનની આ સૃષ્ટિને ગંદી તથા કલંકિત ના કરીએ. સ્રષ્ટાના ગૌરવનું પતન ન થવા દઈએ

અને સ્રષ્ટાએ જે તીવ્ર આકાંક્ષાથી મનુષ્યનું સર્જન કર્યું છે તેને ચોટ ન પહોંચાડીએ.

આપણે આપણા સ્વાભિમાન અને ઈશ્વરના સન્માનને સમજવું જોઈએ અને આપણા સ્તરને એવો બનાવીએ કે આત્મા અને પરમાત્માનું ગૌરવ ઘટે નહિ. નીચ તથા હલકી પ્રવૃત્તિઓ અપનાવીને આપણે આપણી જાતને જ કલંકિત કરતા નથી, પરંતુ સાથેસાથે ઈશ્વરના ગૌરવને પણ ઘટાડીએ છીએ. આપણે પ્રતિષ્ઠાપૂર્વક જીવવું જોઈએ. આપણી અને આપણા સર્જકની પ્રતિષ્ઠાને નષ્ટ ન થવા દેવી જોઈએ. આસ્તિકતાના તત્ત્વદર્શનને સમજીને તેને હૃદયંગમ કરવામાં જ આ જીવનની સાર્થકતા છે. જીવન આપનાર પ્રત્યે આપણે કૃતજ્ઞ છીએ. તેનાં અનુદાનોનો કદાપિ દુરુપયોગ નહિ થવા દઈએ એવો સંકલ્પ જો લઈએ તો આપણે તેની ઇચ્છાને અનુકૂળ જીવન જીવી શકીશું.

*

# શિસ્ત તથા નીતિમત્તા પર આધારિત ઈશ્વરીય વિધાન

વિશ્વવિખ્યાત વૈજ્ઞાનિક તથા દાર્શનિક એરિસ્ટોટલ માટે સૌથી મોટું આશ્ચર્ય હતું – બ્રહ્માંડનું સ્વરૂપ અને તેની નિયમિત ગતિ. એક પ્રકાશવર્ષનું અંતર ૧૮૬૦૦૦ x ૬૦ x ૬૦ x ૨૪ x ૩૬૫ ૧/૪ = ૨૦૫૪૩૯૯૭૬૦૦૦૦૦ માઈલ થાય છે. સૈદ્ધાંતિક અનુમાન છે કે આ જે બ્રહ્માંડ દેખાઈ રહ્યું છે તે ૫૦ કરોડ પ્રકાશવર્ષના વ્યાસમાં ફેલાયેલું છે. આપણે જે સૂર્યના પ્રકાશથી આપણું જીવન ચલાવીએ છીએ તે નેબ્યુલા નામની આકાશગંગામાંથી પ્રકાશ મેળવે છે. આવી દસ કરોડ આકાશગંગાઓ અંતરિક્ષમાં પ્રકાશ ફેલાવે છે અને તે અબજો સૂર્યોને પ્રકાશિત કરી રહી છે. આમાં બીજા ગ્રહો તથા નક્ષત્રોની સંખ્યા તો ગણી શકાતી નથી.

આટલો મોટો સંસાર પણ કેટલી સુવ્યવસ્થિત રીતે ચાલી રહ્યો છે ! આપણું મગજ ગણિતના માધ્યમથી અગાઉથી ગ્રહનક્ષત્રોના પરિભ્રમણ માર્ગમાં થનારાં ગ્રહણ વગેરેની જાણકારી મેળવી લે છે. આનો અર્થ એ છે કે સંસાર અનિયમિત નથી. આટલા વિરાટ જગતને ચલાવનાર કોઈ મહાન શક્તિશાળી તત્ત્વ હોવું જ જોઈએ. એરિસ્ટોટલનું કહેવું છે, "તે શક્તિ માત્ર ઈશ્વર જ હોઈ શકે. ભગવાન સિવાય બીજા કોઈમાં એવી શક્તિ નથી. પરમાત્મા આ સૃષ્ટિનો સંચાલક છે." તેમની માન્યતા આવી હતી.

હર્બર્ટ સ્પેન્સરની દૃષ્ટિએ ભગવાન એક વિરાટ શક્તિ છે. તે સંસારની બધી પ્રવૃત્તિઓનું નિયંત્રણ કરે છે. તેમણે કહ્યું, "રાજ્યના નિયમોનો આપણે એટલા માટે આદર કરીએ છીએ કે આપણને રાજ્યની શક્તિથી ભય લાગે છે. નૈતિક નિયમોનું પાલન ન કરવાથી પણ આપણને ભય લાગે છે. જો કે આપણે તેના માટે તો

પૂર્ણ સ્વતંત્ર છીએ, છતાં આ નિયમોનું પાલન કરીએ છીએ. તે એ વાતનું પ્રમાણ છે કે સંસારમાં કોઈ સર્વોચ્ચ સત્તા કામ કરી રહી છે. આપણને તેનો પરિચય કોઈક વખતે તો થયો જ હશે, તેથી આપણે ડરીએ છીએ. નૈતિક માણસ જ નિર્ભીક હોય છે. તેથી આ સંસારની વ્યવસ્થા ઈમાનદારી અને ન્યાયપૂર્વક કરનાર કોઈક પ્રજાવત્સલ તત્ત્વ અવશ્ય હોવું જોઈએ.''

વિકાસવાદી દાર્શનિક એલ્ડુઆ હક્સલે લખે છે કે સર્વનિયામક સત્તાની વ્યવસ્થાની ખબર જીવનના આવિર્ભાવથી જ પડી જાય છે. જીવનજરૂરી વસ્તુઓ માટે સૃષ્ટિમાં એવી વ્યવસ્થા છે કે તે સહેલાઈથી પૂરી થતી રહે. શ્વાસ વગર પ્રાણી એક ક્ષણ પણ જીવી શકતું નથી, તેથી તે પ્રચુર પ્રમાણમાં સર્વત્ર મળે છે. ત્યાર પછી પાણીની જરૂરિયાત આવે છે. તેના માટે થોડોક જ પ્રયત્ન કરવો પડે છે. ત્રીજી જરૂરિયાત અન્નની છે. સાધનો ભેગાં ન કરી શકનારાં પશુપક્ષીઓ માટે ફળ, ફૂલ, ઘાસ વગેરેની પ્રાકૃતિક વ્યવસ્થા છે. બુદ્ધિ ધરાવતા જીવો થોડાક પ્રયત્નોથી જ પોતાની જરૂરિયાતો પૂરી કરી લે છે. આનાથી સ્પષ્ટ થાય છે કે અહીંયાં જે કંઈ છે તે જીવનને સુવ્યવસ્થિત તેમજ નીતિમત્તાપૂર્ણ રાખવા માટે જ છે. નિયામક સત્તાની આ વ્યવસ્થા અદ્‌ભુત અને અનુપમ છે.

પ્રખ્યાત દાર્શનિક કાંટે હર્બર્ટ સ્પેન્સર તથા હક્સલેના કથનને વધારે સ્પષ્ટ કરી દીધું છે. તે લખે છે, ''નૈતિક નિયમોનો સ્વીકાર જ પરમાત્માના અસ્તિત્વનું પ્રમાણ છે અને સંપૂર્ણ નૈતિકતા જ તેમનું સ્વરૂપ છે. સંસારનો ખરાબમાં ખરાબ માણસ પણ કોઈકના પ્રત્યે તો નૈતિક હોય છે જ. ચોર તથા ડાકુ પણ તેમની સાથે કોઈ જૂઠું બોલે કે છળકપટ કરે તેવું નથી ઇચ્છતા. જો કે તેઓ પોતે તો જીવનભર એવું જ કરે છે. પોતાની અંદરથી નૈતિક નિયમોનો સ્વીકાર કરવો તે એ

વાતનું પ્રમાણ છે કે સંસાર માત્ર નૈતિકતા માટે જ જીવે છે. તેનાથી સંસારનું નિર્માણ, પાલન અને પોષણ થઈ રહ્યું છે. એથી ભગવાનને નૈતિક શક્તિના રૂપમાં માનવા યોગ્ય છે."

હિબ્રુ ગ્રંથોમાં ઈશ્વરને 'જેનોવાહ' કહેવામાં આવ્યો છે. જેનોવાહનો અર્થ છે – તે જે હંમેશાં સત્ય તથા નીતિ પ્રદાન કરે છે. મનુષ્ય પોતાના સ્વાર્થ માટે બીજાઓને ઠગતો હોય છે, પરંતુ થોડાક સમયમાં જ એવો માણસ લોકોનું સન્માન ગુમાવી દે છે. ક્યારેક તો એવા લોકોની આ જીવનમાં દુર્ગતિ થતી જોવા મળે છે. આ બધાનો અર્થ એ છે કે વિશ્વની સંપૂર્ણ વ્યવસ્થા કોઈક સત્યના આધારે ચાલી રહી છે. જે કોઈ તેનાથી દૂર જાય છે તેને પીડા ભોગવવી પડે છે. જ્યારે આ નિયમોનું પાલન કરનાર માણસ સાંસારિક દૃષ્ટિએ કદાચ થોડોક ખોટમાં રહે, છતાં પણ તે પ્રસન્ન રહે છે.

વાસ્તવિકતા એ છે કે ઈશ્વરને તેના વિધિવિધાનના રૂપમાં નહિ, પરંતુ આપણે તેને તેના અસલ રૂપમાં જોવા ઇચ્છીએ છીએ. આ એક પ્રકારની બાળહઠ છે. ઈશ્વરની પ્રતિછાયા જુદાંજુદાં રૂપોમાં બધાં પ્રાણીઓમાં ચેતનસત્તા રૂપે સમાયેલી છે. તેના અસ્તિત્વનું પ્રમાણ શોધવા માટે વધારે મહેનત કરવાની જરૂર નથી. વિવેકદૃષ્ટિના આધારે તેને જ્યારે ઇચ્છીએ ત્યારે અને ત્યાં એ રૂપમાં જોઈ શકીએ છીએ તથા તેનાં ચમત્કારિક પરિણામોથી પોતાની આસ્તિકતાને મજબૂત બનાવી શકીએ છીએ.

પાસ્કલ કહેતા હતા, "જે આપણી પકડમાં ના આવે તેના વિશે એમ માનવું ખોટું છે કે તેનું અસ્તિત્વ જ નથી. થોડી સદીઓ પહેલાં વીજળી, રેડિયો વગેરેની ક્યાંય ચર્ચા પણ નહોતી. તેમના વિશે કોઈ કલ્પના પણ નહોતી, એમ છતાં તેમની શોધ થઈ અને આજે સર્વત્ર તેમના અસ્તિત્વનો સ્વીકાર કરવામાં આવ્યો છે. જુદી જુદી શોધો આ જ રીતે પ્રગટ થઈ છે."

ઈશ્વરના અસ્તિત્વનો માત્ર એટલા જ કારણે ઇન્કાર ન થઈ શકે કે તેને ઇન્દ્રિયો કે યંત્રો દ્વારા પકડી શકાતો નથી. ઈશ્વર તો ચેતન છે. જડજગતની પણ અનેક શક્તિઓ પડદાની પાછળથી ડોકિયાં કરે છે અને પોતાના આભાસનો સંકેત કરે છે.

સૃષ્ટિની રચના તરફ નજર કરીએ છીએ, તો એવું લાગે છે કે તેનું નિર્માણ કોઈ ગણિતજ્ઞ તથા ઊંડી સૂઝ ધરાવનાર બુદ્ધિમાન શક્તિ દ્વારા થયું છે. સૃષ્ટિનો પ્રાદુર્ભાવ એકાએક, અકસ્માતથી કોઈ દુર્ઘટનાના કારણે નથી થયો. રેલગાડી, મોટર વગેરેની દુર્ઘટના થાય છે ત્યારે વિનાશ થાય છે, જ્યારે સંસારમાં સારામાં સારી પ્રસન્નતાદાયક રચનાઓ થતી આવી છે. ધ્વંસના બદલે વ્યવસ્થા જોવા મળે છે. પ્રસન્નતા, પ્રફુલ્લતા, ઉલ્લાસ, ઉત્સાહ અને પ્રાણ છલકતો જોવા મળે છે. દુર્ઘટના ક્યારેક જ થાય છે. કરોડોવારના પ્રયોગોમાં ક્યારેક જ અકસ્માત થાય છે.

પરમેશ્વરનું અસ્તિત્વ જે મહત્ત્વપૂર્ણ આધાર દ્વારા પ્રમાણિત કરી શકાય છે તે છે પારસ્પારિક સહકાર, એકબીજાના સંબંધોના કારણે ચાલી રહેલો સંસારનો વ્યાપાર. સમષ્ટિનું વ્યક્તિમાં વ્યાપી જવું તથા તેના આધારે જે એકાત્મકતા સ્થપાય છે તેનાથી વધારે સારો અને નક્કર આસ્તિકતાનો બીજો કોઈ આધાર હોઈ શકે નહિ.

પારસ્પરિક સહયોગની પ્રક્રિયા ફક્ત વિકાસનો જ નહિ, પરંતુ આનંદનો પણ આધાર છે. ભૌતિકજગતમાં ડગલે ને પગલે આ તથ્યનો અનુભવ કરી શકાય છે. પદાર્થનો નાનામાં નાનો એકમ એવો પરમાણુ એકલો જ નથી, પરંતુ ન્યુટ્રોન, પ્રોટોન વગેરે સહયોગીઓ દ્વારા જ સૃષ્ટિનાં કાર્યો કરવામાં તે સમર્થ હોય છે. ગ્રહો તથા નક્ષત્રો પરસ્પરના આકર્ષણના કારણે જ આકાશમાં અધ્ધર લટકી રહ્યાં છે. જો પંચતત્ત્વોનું સંમિશ્રણ ન થયું હોત, તો આ વિશ્વનું અસ્તિત્વ જ પ્રગટ ન થયું હોત.

માનવીના સૂક્ષ્મતમ એકમ એવા શુક્રાણુથી બનેલ ભ્રૂણ પણ આ સિદ્ધાંતનું જ પ્રતિપાદન કરે છે. ભ્રૂણ જેવી અત્યંત કોમળ અને સંવેદનશીલ સત્તાને વિકસિત થવા માટે જો ખુલ્લી મૂકી દેવામાં આવે, તો આપણા માટે ઉપયોગી વાયુ, ગરમી અને બીજી પ્રાકૃતિક પરિસ્થિતિઓ જ તેને નષ્ટ કરી દેત. આથી તેના માટે વાતાનુકુલિત અને બધી સુવિધાઓથી સંપન્ન નિવાસ એવા માતાના ગર્ભાશયની વ્યવસ્થા કરવી તે શું કોઈ અત્યંત પ્રબુદ્ધ સત્તાના અસ્તિત્વનું પ્રમાણ નથી ? ચારેય બાજુથી બંધ ઓરડીમાં તેને વિકાસની બધી જ સુવિધાઓ પૂરતા પ્રમાણમાં મળતી રહે છે. તેના જન્મ પહેલાંથી જ તેના માટે સંતુલિત આહારના રૂપે માતાના દૂધના રૂપમાં તેણે અત્યંત કરુણા દર્શાવી છે. અસહાય તથા અસમર્થ શિશુ માટે માત્ર ભૌતિક મદદ જ નહિ, પરંતુ તેના માટે જે ભાવનાત્મક સગવડોની જરૂર હતી તે બધી જ તેને કુટુંબમાંથી તથા સમાજમાંથી મળી જાય છે.

આ રીતે માતાના ઉદરમાં રાખ્યા વગર, પોતાનું લોહી તથા માંસ આપ્યા વગર, દૂધ પિવડાવ્યા અને પાલન કર્યા વગર ભ્રૂણના જીવનની પ્રક્રિયા આગળ વધી ન શકે. બાળક પોતાના ભોજન, વસ્ત્ર વગેરેની સગવડો પોતાની જાતે કરી શકતું નથી. તેના માટે એણે માતાપિતાની મદદ લેવી પડે છે. વિદ્યાર્થી પોતાની જાતે ભણી તો શકે છે, પણ તેને પુસ્તક, ફી વગેરેનો ખર્ચ પિતા પાસેથી અને શિક્ષણનો સહયોગ શિક્ષક પાસેથી લેવો પડે છે. તેના વગર એના શિક્ષણનો ક્રમ આગળ વધી શકતો નથી. માતાપિતા પોતાના સંતાનનું પાલનપોષણ કરે છે. તે બાળકો મોટાં થઈ જાય ત્યારે તેમનાં પોતાનાં બાળકોનું પાલનપોષણ કરવાની જવાબદારી નિભાવે છે. આ પરંપરા ચાલતી જ રહે છે. અધ્યાત્મદર્શનની આ વ્યવસ્થા જગતમાં સર્વત્ર સક્રિય રૂપે જોવા મળે છે.

દરેક વ્યક્તિમાં બીજરૂપમાં જે ક્ષમતાઓ રહેલી છે તેમને વિકસિત કરવા માટે બહારનો સહયોગ પણ લેવો પડે છે. આખો સમાજ સહકારના સિદ્ધાંતોથી બંધાયેલો છે. આપણું જીવન પારસ્પરિક સહયોગના આધારે જ આગળ વધી રહ્યું છે.

ગ્રહો તથા નક્ષત્રોનું અસ્તિત્વ અને કાર્યો પણ પારસ્પરિક સહયોગ અને આદાનપ્રદાનના આધારે જ ચાલી રહ્યાં છે. આપણી પૃથ્વી સૂર્ય પાસેથી ઘણુંબધું મેળવે છે. તેના અનુદાનથી જ તે પોતાનું કામ ચલાવે છે. એનો અર્થ એ નથી કે તે બીજા ગ્રહોને પોતાનું અનુદાન નથી આપતી. લેવાની સાથે આપવાની પ્રક્રિયા પણ જોડાયેલી છે. જે ફક્ત લેતો જ રહે અને આપવાનું નામ જ ન લે તે કમોતે મરશે. પૃથ્વી પણ બીજા ગ્રહોને પૂરતું અનુદાન આપે છે, પરંતુ એની સાથે પોતાની વિશેષતાઓને અખંડ રાખવા માટે સૂર્ય પર આધાર પણ રાખે છે.

અનીશ્વરવાદીઓ કહે છે કે પ્રકૃતિના જડપરમાણુઓ પોતાની જાતે જ ધરી પર ફરે છે, બદલાતા રહે છે અને હલનચલન કરે છે. તે ક્રમ ચાલતો રહે છે અને પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે. એમાં ઈશ્વરની કોઈ જરૂર જ નથી.

આ કથન પર વિચાર કરતાં આપણે જોવું જોઈએ કે શું ચેતનની પ્રેરણા વગર પદાર્થોમાં એક ક્રમબદ્ધ અને સુવ્યવસ્થિત કાર્ય નિરંતર ચાલી શકે ખરું ? આપણે જોઈએ છીએ કે રેલગાડી, મોટર, જહાજ, મશીન, અસ્ત્ર વગેરે ગમે તેટલાં શક્તિશાળી હોય, છતાં પણ તેમને ચલાવવામાં ચાલકની બુદ્ધિ જ કામ કરે છે. રોકેટથી માંડીને ઉપગ્રહ સુધીનાં સ્વયંસંચાલિત યંત્રો ત્યારે જ કામ ચાલુ રાખી શકે છે કે જ્યારે રેડિયો સક્રિયતાના માધ્યમથી માણસ તેમને કોઈ ખાસ દિશામાં ચલાવે છે. ચાલક વગર પોતાની ઈચ્છા અને શક્તિથી જો વસ્તુઓ પોતાની જાતે જ ચાલે અને કામ કરે, તો પછી તેમને જડ કેવી રીતે કહેવાય ?

મશીનથી ચાલતી જેટલી વસ્તુઓ છે તે બધી માટે ચાલકની જરૂર પડે છે. જો તેમનું સંચાલન કરનાર કોઈ ન હોય, તો તે ગમે તેટલી મહત્ત્વપૂર્ણ હોય, છતાં પણ કોઈ કામમાં આવતી નથી. એનાથી સાબિત થાય છે કે જડપદાર્થ કોઈ સંચાલકની પ્રેરણાથી જ સક્રિય બને છે. આ વિશાળ સૃષ્ટિના કાર્યક્રમમાં જે સક્રિયતા, નિયમિતતા અને વ્યવસ્થા જોવા મળે છે તેની પાછળ પણ ચેતનસત્તાનો હાથ હોવો જરૂરી છે. આટલું મોટું સૃષ્ટિસામ્રાજ્ય આટલી સરસ રીતે પોતાની જાતે જ ચાલી ન શકે. હવાને ચલાવનારી, વાદળોને વરસાવનારી, નદીઓને વહેવડાવનારી, ૠતુઓને બદલનારી, છોડવાઓને ઉગાડનારી કે સૂકવી નાખનારી કોઈ શક્તિ મોજૂદ છે એમ માનવું જ પડશે. તેને પ્રકૃતિ કહો કે પરમેશ્વર કહો, એ નામભેદથી કોઈ ફેર પડતો નથી.

પદાર્થોમાં ભલે શક્તિ મોજૂદ હોય, પણ તેમને ગતિશીલ બનાવનારી એક પ્રેરકશક્તિનું પણ અસ્તિત્વ છે. અણુઓ પોતાની ધરી પર પોતાની જાતે જ નથી ફરતા. તેમને ફેરવનારી કોઈ પ્રેરકશક્તિ પણ હોવી જ જોઈએ. આટલા નિયમબદ્ધ અને વિશાળ બ્રહ્માંડનું સારી રીતે સંચાલન કોઈ ચેતનસત્તા દ્વારા જ થઈ શકે. બુદ્ધિહીન જડપદાર્થો પોતાનું કાર્ય પોતે જ નિયમપૂર્વક કરતા રહે તે કઈ રીતે શક્ય બને? સૂર્ય, ચંદ્ર, ગ્રહો તથા નક્ષત્રો પોતપોતાની ધરી પર તથા કક્ષામાં નિર્ધારિત ગતિએ ફરે છે. જો એમાં સહેજપણ ફેર પડી જાય, તો એક ગ્રહ બીજા ગ્રહ સાથે અથડાઈને તૂટી જશે અને તેની પ્રતિક્રિયાથી બીજાં ગ્રહનક્ષત્રોમાં પણ ગતિની વ્યવસ્થા બગડી જશે, પરંતુ આવું થતું નથી કારણ કે એ બધાનું સંચાલન એક સાવધાન અને સમર્થ સત્તા દ્વારા થઈ રહ્યું છે.

આપણા ઉપયોગમાં જે વસ્તુઓ આવે છે તે કોઈ ને કોઈના દ્વારા બનાવેલી હોય છે. ભોજન, કપડાં, દવા, મકાન, ખાટલો, વાસણ, ફાનસ, પુસ્તક, ઘડિયાળ વગેરે આપણા ઉપયોગની બધી

વસ્તુઓ કોઈએ બનાવેલી હોય છે. તેમના મૂળ પદાર્થો અન્ન, ધાતુ, કપાસ વગેરેને તથા તેમનાં પણ પાંચ મૂળ તત્ત્વોને બનાવનાર કોઈક તો હોવો જ જોઈએ. એ સંચાલક શક્તિનું નામ ઈશ્વર છે.

પ્રાણીઓના શરીરમાં ખોરાકને લોહી તથા માંસમાં બદલી નાખનારી પાચનપ્રણાલી એવી આશ્ચર્યજનક છે કે તેની રાસાયણિક શક્તિ જોઈને દંગ રહી જવાય છે. રોગપ્રતિકારક શક્તિ પોતે જ રોગો સામે લડે છે અને પ્રાણીને રોગમુક્ત રાખે છે. ચિકિત્સકના ઉપચાર દ્વારા તેને થોડીક જ મદદ મળે છે. તે આશ્ચર્યજનક શક્તિને જોઈને વૈજ્ઞાનિકો પણ વિસ્મય પામે છે. શરીરનો એકેએક અવયવ એટલો સંવેદનશીલ અને અદ્દ્ભુત કુશળતાથી ભરેલો છે કે તે પોતાની જાતે જ બન્યો છે અને પોતાની જાતે જ કામ કરી રહ્યો છે એમ માની શકાય નહિ.

જીવકોશોનું વિઘટન થવું એ જ મૃત્યુ છે. જ્યાં સુધી શરીરના આ નાના ઘટકો હળીમળીને કામ કરે છે, એકબીજાના પૂરક તથા સહયોગી બનીને રહે છે ત્યાં સુધી જીવન ટકી રહે છે. જો તેમનું વિઘટન શરૂ થાય, તો તેનું પરિણામ મૃત્યુના રૂપે જ આવશે. પદાર્થ ભલે ગમે તે હોય, છતાં પરમાણુઓની અમુક સ્થિતિ ઉપર જ તેમના અસ્તિત્વનો આધાર રહેલો છે. તેમના સંગઠનમાં અવ્યવસ્થા પેદા થતાં જ વસ્તુઓ સડે છે, તૂટી જાય છે તથા નષ્ટ થઈ જાય છે. જોતજોતામાં તેમનું સ્વરૂપ વિકૃત થઈ જાય છે. સંગઠન તથા સહકારની આ વ્યવસ્થા ઈશ્વરના અસ્તિત્વનું નક્કર પ્રમાણ છે.

યાદ રાખવું જોઈએ કે હંમેશાં સહયોગથી શક્તિ પેદા થાય છે. વીજળીના નેગેટીવ તથા પોઝિટીવ તાર જો જુદા જુદા પડી રહે, તો તે નકામા છે, પરંતુ જ્યારે તે મળે છે ત્યારે કરંટ ચાલુ થાય છે. એકાકી વ્યક્તિની શક્તિ સીમિત હોય છે. એકલાના બળે પણ થોડુંઘણું થઈ

શકે છે, પણ તે સાવ નગણ્ય હોય છે. મોટી સંભાવના તો સંયુક્ત શક્તિ દ્વારા જ મૂર્તિમંત થઈ શકે છે. એકએક સૈનિક જુદા જુદા ક્ષેત્રમાં લડે, તો એનાથી એક બટાલિયન જેવું યુદ્ધ થઈ શકે નહિ.

શરીરમાં કોશોની સ્વતંત્રતા સત્તા છે ખરી, પણ તે પોતે પૂર્ણ નથી. એક દ્વારા બીજાનું પોષણ થાય છે અને બીજા દ્વારા ત્રીજાને બળ મળે છે. આપણે બધા પણ એકબીજા ઉપર આધારિત છીએ. અહીંયાં કોઈ સ્વતંત્ર કે સ્વાવલંબી નથી. સાધનોની સામૂહિકતા જ જુદાં જુદાં કાર્યો, અસ્તિત્વ તથા તથ્યોની જનની છે. માનવીની પ્રગતિનું રહસ્ય એ જ છે. પ્રકૃતિએ આપેલી સામૂહિક રચનાનો તેણે ખૂબ બુદ્ધિમત્તાપૂર્વક લાભ લઈને સમાજવ્યવસ્થા બનાવી અને સહયોગના આધારે પરિવારનિર્માણથી માંડીને શાસનવ્યવસ્થા સુધી અનેક એકમો ઊભા કર્યા છે.

માણસ એકલો જ પૂરતો છે એમ માનવું ભૂલભરેલું છે. તેની બધી વિશેષતાઓ સહયોગ અને સંગઠનની પ્રક્રિયા પર ટકેલી છે. વાસ્તવમાં તે અનેક અંગો, કોશિકાઓ, નાડીઓ વગેરે અનેક ઘટકોનો સમૂહ માત્ર છે. એમાંનું એકપણ અંગ જો અસ્તવ્યસ્ત થઈ જાય, તો જોતજોતામાં મજબૂત દેખાતું શરીર રોગોથી ગ્રસ્ત અને દુર્બળ બની જાય છે.

આપણા શરીરનો દરેક કોશ સ્વતંત્ર માનવબીજ છે. તેમાં મનુષ્યની બધી જ સ્થૂળ અને ચેતન ક્રિયાઓ મોજૂદ છે. કોશ શ્વાસ લે છે, ખાય છે, પીએ છે, ચાલે છે, ડરે છે, બચાવ કરે છે તથા મળવિસર્જન પણ કરે છે. અમીબા એકકોશી જીવ છે. તેનું નાભિકેન્દ્ર જ્યારે બે ભાગમાં વહેંચાઈ જાય છે ત્યારે તેમાંથી બે અમીબા બની જાય છે અને બંને પોતપોતાની રીતે ઉપરોક્ત ક્રિયાઓ અને અનુભૂતિ કરવા લાગે છે. તે બંને અમીબા આત્મા (ન્યુક્લિયસ) ની દૃષ્ટિએ એક જ

છે. જ્યારે બંને અમીબા પોતાની શક્તિમાં ઊણપ અનુભવે છે ત્યારે તેઓ એકબીજામાં ભળી જઈને બે ન્યુક્લિયસમાંથી એક ન્યુક્લિયસવાળો અમીબા બની જાય છે. તે વખતે તે નવજાત અમીબા જેવી શક્તિનો અનુભવ કરે છે.

જીવજગતમાં કમેન્સલિઝમનો સિદ્ધાંત પણ 'જીવો અને જીવવા દો' ની સમાજવાદી વ્યવસ્થાનું આદર્શ ઉદાહરણ છે. અમુક ખાસ જાતના જીવાણુઓમાં પોતાના વિકાસનાં સાધનોનું જ્ઞાન હોતું નથી. સમાજના અનેક પછાત, કચડાયેલા, અપંગ લોકો, આદિવાસી સ્ત્રીઓ તથા હરિજનોને શિક્ષણ, જ્ઞાન, સ્વાસ્થ્ય, ઉદ્યોગધંધા વગેરે માટે સાધનોની જરૂર પડે છે, એ જ રીતે તેમને પણ આજીવિકા અને વિકાસ માટે સાધનોની જરૂર પડે છે. બીજા જીવાણુઓ આ જરૂરિયાતને વિટામિન અને એમિનો એસિડ બનાવીને પૂરી કરે છે. શિક્ષિત, સંપન્ન અને પ્રતિભાવાન લોકોએ સમાજના પછાત વર્ગને ઊંચે ઉઠાવવા માટે આ સિદ્ધાંતના આધારે પોતાનાં સાધનોનો એક અંશ જો ખર્ચ્યો હોત, તો આખા સંસારમાં કોઈ પછાત અને કચડાયેલું ન હોત. બધા લોકો સુખી હોત. એરોબ્જ અને એનારોબ્જ જીવાણુઓ એ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ છે કે મનુષ્યે માત્ર પોતાના જ નહિ, પરંતુ બીજાઓના વિકાસનું પણ હંમેશાં ધ્યાન રાખવું જોઈએ અને પરસ્પરના સહયોગ દ્વારા પોતાનો જીવનક્રમ ચલાવવો જોઈએ.

ખેતી, પશુપાલન, ચિકિત્સા, વિજ્ઞાન, શિક્ષણ, શિલ્પકળા, વ્યવસાય, ઉદ્યોગ, પરિવાર, સમાજ, શાસન વગેરે ક્ષેત્રોમાં આપણને અનેક સિદ્ધિઓ મળી છે અને આપણે એ સાધનોનો ઉપભોગ કરી રહ્યા છીએ. આ બધો જ વૈભવ સહકારની ચમત્કારિક સત્પ્રવૃત્તિનો છે. એક માણસ બીજાની સાથે ગાઢ આત્મીયતા ન રાખત તથા બીજાના સુખદુખમાં ભાગીદાર ન બનત, તો તેનામાં સહયોગની ઇચ્છા જ ન

જાગત અને આદાનપ્રદાનનો ક્રમ પણ ન ચાલત. આવી સ્થિતિ હોય તો પ્રગતિની કલ્પના પણ કરી શકાય નહિ. સાચી વાત એ છે કે સહયોગ અને ઉત્કર્ષ એકબીજા પર સંપૂર્ણ રીતે આધારિત છે. એકના વગર બીજાની આશા રાખી શકાતી નથી.

એકલો મનુષ્ય જીવતો તો રહી શકે છે, પરંતુ ઉલ્લાસ તથા ઉત્કર્ષ માટે તેને બીજા સાથીઓ શોધવા પડે છે તથા સમૂહમાં રહેવાની વ્યવસ્થા કરવી પડે છે. આ ઉપરાંત સ્નેહ, સદ્ભાવ, આત્મીયતા તથા ઘનિષ્ઠતા અપનાવીને એકબીજાની મદદ માટે તત્પર રહેવું પડે છે. બીજાઓના દુખમાં ભાગીદાર બનીને પોતાનું સુખ તેને આપવામાં પ્રસન્નતાનો અનુભવ કરવો પડે છે. આવી સ્થિતિ જેટલી વધારે અને જેટલી ઉચ્ચકક્ષાની બને છે એટલો જ તે સુખી, ઉન્નત તથા સુસંસ્કારી જોવા મળે છે. વિવિધ સદ્ગુણોને સહયોગરૂપી કલ્પવૃક્ષનાં પાંદડાં કહી શકાય.

વિનોદ પણ એકાંગી હોઈ શકતો નથી. ભાવનાત્મક ઉલ્લાસની અનુભૂતિ પણ નાના ક્ષેત્રમાં સીમિત રહેતી નથી. રાસલીલામાં ગોપગોપીઓનો સામૂહિક રાસ એ બતાવે છે કે મમતા અને આત્મીયતાનું ક્ષેત્ર ખૂબ વિશાળ હોવું જોઈએ. 'વધારે લોકોને વધારે લાભ' વાળા સિદ્ધાંતને અધ્યાત્મ, ધર્મ અને દર્શનનાં ક્ષેત્રોમાં પણ પ્રધાનતા મળી છે. બધામાં પોતાને અને પોતાની અંદર બધાને જોવાની તથા માનવાની દૃષ્ટિ અપનાવવાથી મનુષ્યનું વ્યક્તિત્વ અત્યંત વિકસિત, શુદ્ધ અને પવિત્ર બનતું જાય છે. આત્મવિસ્તારની ચરમસીમા સુધી પહોંચવાનું નામ જ આત્મસાક્ષાત્કાર, ઈશ્વરદર્શન, જીવનમુક્તિ કે લક્ષ્યપ્રાપ્તિ કહેવાય છે. સંગઠનનું મહત્ત્વ જેટલું જલદી સમજાય તેટલો જ વધારે લાભ થાય છે. **'સંઘશક્તિ કલૌયુગે'** સૂત્રમાં સારરૂપે એ જ બતાવવામાં આવ્યું છે કે આ યુગમાં સૌથી

મોટું અને પ્રખર બળ સંગઠન જ છે. જે તેના માટે પ્રયત્ન કરશે તે સુખી બનશે અને જે તેની ઉપેક્ષા કરશે તેનો વિનાશ થશે.

સમાજવ્યવસ્થા તથા શાસનવ્યવસ્થાની રચના પરિવાર પદ્ધતિની સહયોગપરક આચારસંહિતાના આધારે જ થઈ છે. અર્થતંત્રનો આધાર સહકારિતા જ છે. વસ્તુઓનું ઉત્પાદન, વિનિમય તથા વહેંચણી જ ધીરેધીરે વર્તમાન અર્થવ્યવસ્થા સુધી આગળ વધી છે. શિલ્પ, ચિકિત્સા, શિક્ષણ, કળા, કૌશલ્ય અને વિજ્ઞાન એકાએક આગળ વધ્યાં નથી. અમુક શોધનું શ્રેય અમુક વ્યક્તિને મળે છે એ જુદી વાત છે, પરંતુ વાસ્તવમાં સફળ શોધની પૃષ્ઠભૂમિ બહુ પહેલેથી જ બની હોય છે અને તેમાં અનેક લોકોનું ચિંતન તથા પ્રયાસ જોડાવાના કારણે જ એક એવો આધાર બને છે, જેની મદદથી તેને અંતિમ રૂપે પ્રગટ કરવામાં આવે છે. ધર્મ, દર્શન તથા અધ્યાત્મ જેવી ઉચ્ચકક્ષાની ભાવનાત્મક ચેતનાઓ કોઈ એક વ્યક્તિનું સર્જન નથી. તેમના ક્રમિક વિકાસમાં અનેક પેઢીઓને હજારો વર્ષ લાગ્યાં છે. આ બધું સહયોગનું જ પરિણામ છે.

પરબ્રહ્મની સત્તાને સહકાર, નિયમ તથા વ્યવસ્થાના આધારે પ્રતિપાદિત કરીએ તો એ તથ્ય પણ સ્પષ્ટ થાય છે કે પરમાત્મા ખૂબ દયાળુ હોવાની સાથેસાથે અનુશાસનપ્રિય પણ છે. જો એવું ન હોય, તો ક્યાંય સમતોલન કે વ્યવસ્થા જોવા ન મળત.

ઈશ્વર પણ પોતાનાં સંતાનોને શિસ્તમાં રાખવા માટે સમયસમય પર ધમકાવે છે, ડરાવે છે અને દંડ પણ કરે છે. 'ઈશ' નો અર્થ છે અનુશાસન. આ સૃષ્ટિના દરેક કણમાં એક અનુશાસન વ્યાપેલું છે. મનુષ્ય પોતાના શરીર અને મનને જેટલા પ્રમાણમાં શિસ્તબદ્ધ રાખે છે એટલા જ પ્રમાણમાં તે પોતાનો ઈશ્વર છે. આ સંસારમાં શિસ્ત વગરનું કશું પણ નથી. આકાશમાં રહેલા ગ્રહો તથા નક્ષત્રો પણ

અનુશાસનમાં બંધાયેલાં છે. ઉત્પાદન, વૃદ્ધિ અને પરિવર્તનની સુંદર વ્યવસ્થા બધે જ જોવા મળે છે.

અનુશાસન, પરસ્પર અવલંબન તથા સહકાર પર જ સમગ્ર જગતનો વ્યવસ્થાક્રમ ટકેલો છે. માનવીનું અસ્તિત્વ તેના આધારે જ ટકી રહ્યું છે.

એક શરીરમાં રહેલાં જુદાં જુદાં અંગોનું મહત્ત્વ અને ઉપયોગિતા તેમના સામૂહિક સ્વરૂપના કારણે છે. આંગળી, હાથ, પગ, પેટ, છાતી, ગરદન, માથું વગેરે બધાં અંગોને જો કાપીને જુદાં કરી દેવામાં આવે તો તે નિષ્પ્રાણ બની જશે અને કોઈ કામ કરી શકે નહિ.

સમુદ્રની લહેરો જો પોતાનો જુદો જુદો સરંજામ ભેગો કરે, તો તે જળના રૂપમાં વિખરાઈ જશે અને ભરતીઓટ વખતે તેમનું જે ગૌરવભર્યું રૂપ જોઈને લોકો આશ્ચર્યચકિત થઈ જાય છે તે ગૌરવથી તેમને વંચિત રહેવું પડશે. તે પોતાના સ્વરૂપને પણ સ્થિર નહિ રાખી શકે. લહેરો સમુદ્રથી પોતાનું અલગ અને સ્વતંત્ર અસ્તિત્વ બનાવવાની મહત્ત્વાકાંક્ષા રાખે તો તે નષ્ટ થઈ જશે. તેમને લાભના બદલે નુકસાન જ થાય છે.

અનુમાનમાં ક્યાં કેટલું સત્ય છે તે કહી શકાય નહિ, પરંતુ એટલું તો અવશ્ય કહી શકાય કે માણસ કરતાં ઈશ્વરનું વિધાન વધારે શક્તિશાળી છે. ત્યાં મનુષ્યની ભૌતિક સામગ્રી સાથ આપતી નથી કે તેનું બુદ્ધિકૌશલ્ય, ટેકનિક તથા વિજ્ઞાન પણ કામ લાગતાં નથી. તેને જાણવા માટે તો પોતાના દૃષ્ટિકોણને જ બદલવો પડે છે. પોતાની તુચ્છતાનો સ્વીકાર કરીને મહાકાળની મહાન શક્તિ પર વિશ્વાસ કરવો પડે છે. જયારે આવી જ્ઞાનબુદ્ધિ જાગ્રત થાય છે ત્યારે મનુષ્યના કલ્યાણનો માર્ગ ખુલ્લો થાય છે.

*

મુદ્રક : યુગ નિર્માણ યોજના પ્રેસ, મથુરા 